શ્રી પ્રાર્શ્વજીનાય નમ:

શ્રી

# રસીક સ્તવનાવળી

ભાગ ૧-૨-૩

પુજા કરવાની વિધિ, ચૈતવંદન કરવાની વિધિ,
ચૈતવંદનો, સ્તવનો, થોયો, સ્નાત્ર ભણા-
વવાની વિધિ પુણ્ય પ્રકાશનું સ્તવન
ગહુલીઓ, સઝાયો આરતીઓ,
ચોવીસ તીર્થંકરનાં માતા
પીતાનાં નામ રસિક
ગાયનો પદો
વીગેરે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**પરીખ. મોતીલાલ મગનલાલ.**

ગુસાપારેખની પોળ-અમદાવાદ.

અમદાવાદ.-પીરમસાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ
પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

આવૃતી બીજી સંવત ૧૯૭૧ પ્રત ૪૦૦૦

સને ૧૯૧૪ મુલ્ય ફક્ત છ આના

…આત્માનંનમઃ

## પ્રમાણીક પણાથી પ્રજાનો વિશ્વાસ મેળવનાર

## જુનિ અને જાણીતી પેઢી !!!

# ધી રાજનગર જવેલરી માર્ટ.

**સોના ચાંદી અને ઝવેરાત દાગીનાનો ગંજાવર સ્ટોક**

**છેલ્લી ફેશનોનો કરવામાં આવેલો વધારો**

નાણાં પાછા આપવાની **ગેરંટી !!!** અપાય છે

અમારી પોતાની દેખરેખ નીચે અનુભવી કારીગરોના હાથે તમામ કામ બને છે.

દાગીના ખરીદતાં કે ઘડાવતાં અગાઉ અમારી દુકાનની મુલાકાત લેવા મજબુત ભલામણ છે.

**પધારો અને ખાત્રી કરો.**

માલેક.

ધી રાજનગર જવેલરી માર્ટ
રીચીરોડ—અમદાવાદ.

ઝવેરીઃ—
**ભોગીલાલ પુરૂસોત્તમદાસ.**

# અર્પણ પત્રિકા.






શેઠ લલ્લુભાઇ મનોરદાસ

અમદાવાદ

આપનું અંતઃકરણ દયાળુ, પરોપકારી, અને સાધર્મી
ભાઇઓને મદદ કરવાને ઘણું પ્રફુલીત રહેતું
હતું જેથી આપનું પવિત્ર નામ સદા અમર
રાખવા માટે આ લઘુ પુસ્તક આપને
અર્પણ કરૂછું તે
સ્વીકારશોજી.



લી. સુભેચ્છક.

પરીખ મોતીલાલ મગનલાલ

ગુસાપારેખની પોળ-અમદાવાદ.

## ☞ સૂચના. ☜

હમારે ત્યાંથી ચીનાઈ, જેપાનીઝ ,રેશમીકાપડ, મખમલ જરી કસબી દેશી નથાં સુંરતી કોશો તેમજ ખંડ, વીગેરે વીગેરે મલી શકશે.

શા. સકરાભાઇ લલુભાઇ.

પાંચકુવા—નં. ૬૩૯

અમદાવાદ.

---

## વિનંતી પત્ર.



સુજ્ઞ જૈન બંધુઓ—

આ સ્તવનાવળીમાં કોઇ ઠેકાણે દ્રષ્ટી દોષ યા છાપનારની ચુકથી કંઇ પણ ભુલ રહી ગઈ હોય તો તે સુધારી વાંચશો અથવા જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તેને માટે મિચ્છામિદુકકડં દેઉછું અને વાંચક વર્ગને તે ભુલ સુધારી વાંચવા તથા મને લખી જણાવવા વિનંતી કરૂછું કે જેથી ત્રીજી આવૃત્તીમાં સુધારી શકાય.

લી૦

પ્રસિદ્ધ કર્તા,

# ચસ્મા ! ચસ્મા ! !

ખાસ વિલાયતથી મંગાવેલા ખરા **પેબલના ચસ્મા** અમારા ત્યાંથી ઘણાજ સસ્તા ભાવથી મળશે. દાકતરી ચસ્માની પેટીમાંથી **આંખ** તપાસી **ચસ્માનો નંબર મફત** કાઢી આપવા માટે ખાસ અનુભવી ડૉકટર રોકવામાં આવ્યા છે. તે સીવાય મોતીઆના ચસ્મા તથા ચસ્માની ફ્રેમો, એલ્યુમીનીમ, રોલ્ડગોલ્ડ, કેરેટ વીગેરે મળશે. દરેક જાતના કંપાઉંડ ગ્લાસ પણ અમારે ત્યાં મળે છે. અમારે ત્યાંથી લીધેલો પેબલના ચસ્માનો નંબર એક વરસ સુધી પૈસા લીધા વિના ફેરફાર કરી આપવામાં આવે છે એક વરસ પછીથી અમારે ત્યાંથી લીધેલા ચસ્મા અગર જુના પેબલના ચસ્માનો નંબર ફકત એક રૂપિઓ લેઈ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે જૈનના સાધુ સાધ્વીઓને નફો લીધા વિના **ચસ્મા** આપવામાં આવશે.

# રમ્સ બાલામૃત.

**રમ્સ બાલામૃત**—આ ઓસડ પીવામાં મધુર અને સ્વાદિષ્ટ હોવાથી છોકરાઓ હોંશેથી પીએ છે. આ દવા નબળાઇ થનારા છોકરાઓના રોગો ઉપર બહુજ અસરકારક હોવાથી તેનો ઘણોજ બહોળો ફેલાવો થયેલો છે. ને બચ્ચાઓના દરેક દરદોને માટે રમ્સનું બાલામૃત ઘણુંજ ફાયદાવાળું છે. **ફકત કી. બાટલી એકના બાર આના.**

**ફતેચંદ દોલતચંદ શાહ.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# અનુક્રમણીકા.




| બાબત | પૃષ્ટ. |
|---|---|
| ચોવીસ તીર્થંકરના માતા પીતાના નામ. | ૮ |
| ભાવના | ૯ |
| પ્રભાતીયાં | ૧૧ |
| પુજાની વિધિ | ૧૧ |
| અષ્ટ પ્રકારી પૂજાના જીન નવ અંગ પુજાના દુહા | ૧૫ |
| સ્વસ્તિક અથવા સાથીઓ | ૧૭ |
| ચૈત્યવંદન કરવાની વીધી | ૧૮ |
| સ્નાત્ર પુજા | ૨૨ |
| ચૈત્યવંદનો | ૩૬ |
| સ્તુતિ | ૪૭ |
| છંદો | ૪૭ |
| લાવણી | ૫૪ |
| પુન્ય પ્રકાશનું સ્તવન | ૫૫ |
| સીદ્ધાચળગિરિ સ્તવનો | ૬૬ |
| શ્રી સમેતશિખરગીરીનું | ૭૪ |
| ગીરનારજીનું | ૭૫ |
| શ્રી અષ્ટાપદજીનું | ૭૬ |
| શ્રી આબુગીરીનુ | ૭૭ |
| અથ કેશરીયાજીનું | ૭૮ |
| અથ શ્રી તીર્થમાલા | ૭૯ |

| બાબત. | પૃષ્ટ. |
|---|---|
| અથ શ્રી પંચ તીર્થનું | ૮૦ |
| શ્રી મલીનાથજીનું | ૮૧ |
| અથ સંખશ્રજીનું | ૮૨ |
| અજીતનાથના | ૮૩ |
| શ્રી સંભવનાથના | ૮૪ |
| શ્રી અનંતજીનનું | ૮૫ |
| શ્રી ધર્મ નાથનું | ૮૬ |
| અજરાપાર્શ્વનાથનું | ૮૯ |
| શ્રીમહાવીરજીનનુ | ૯૦ |
| મહાવીરને સંદેશા. | ૯૨ |
| પરચુરણ સ્તવનો | ૯૩ |
| સમોસરણનુ | ૯૪ |
| અથ ઉપધાનનુ | ૯૫ |
| આંબેલની ઓળીનું | ૯૬ |
| પજુસણપર્વનુ | ૯૭ |
| દીવાળીના | ૯૯ |
| નાટકના રાગનાં | ૧૦૦ |
| પરચુરણ દોઢીઆં | ૧૦૩ |
| ગહુલીઓ | ૧૦૪ |
| સજાયો | ૧૧૦ |
| આરતીઓ | ૧૧૬ |
| ચોપડા પૂજન વિધિ | ૧૨૪ |




# ચોવીસ તિર્થંકરોનાં નામ તથા માતા પિતાનાં નામ વિગેરેનો કોઠો

| નંબર. | તિર્થંકરનાં નામ. | માતાનાં નામ | પીતાનાં નામ. | લંછન. | જન્મભુમી. |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ | મરૂદેવીમાતા | નાભીરાજા | રૂષભ | વીનાતા |
| ૨ | અજીતનાથ | વીજયામાતા | જીતશત્રુરાજા | હાથી | અયોધ્યા |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જીતારીરાજા | ઘોડો | સાવથી |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થમાતા | સંવરરાજા | વાંદરો | વિનીતા |
| ૫ | સુમતીનાથ | મંગલામાતા | મેઘરાજા | કૌંચપક્ષી | કોશલ |
| ૬ | પદમપ્રભુ | શુશીલામાતા | ધરરાજા | રાતુકમળ | કોસબી |
| ૭ | સુપારશ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ટારાજા | સાથીઓ | વણારસી |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણમાતા | મહાશેનરાજા | ચંદ્રમા | ચંદ્રપુરી |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મછમંઘર | કાકંદી |
| ૧૦ | શિતળનાથ | નંદામાતા | દ્રઢરથરાજા | શીવછ | ભદીલપુર |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્નુમાતા | વિષ્ણુરાજા | ખડગી | સિંહપુરી |
| ૧૨ | વાસુપુજ્ય | જયામાતા | વસુપુજ્યરાજા | પાડો | ચાંપપુરી |
| ૧૩ | વીમળનાથ | શ્યામામાતા | સુતવર્મરાજા | સુઅર | કંપીલપુર |
| ૧૪ | અનંતનાથ | સુયસામાતા | સિંહાસેનરાજા | સંચાણો | અયોધ્યા |
| ૧૫ | ધરમનાથ | સુવ્રતમાતા | ભાનુરાજા | વજર | રતનપુરી |
| ૧૬ | શાંતીનાથ | અચિરામાતા | વીશ્વસેનરાજા | હરણ | અથીનઉર |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સુરરાજા | બોકડો | ગજપુરી |
| ૧૮ | અરનાથ | દેવામાતા | સુદરશનરાજા | નંદાવલસા | નાગપુરી |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવતીમા | કુંભરાજા | કળશ | મિથીલા |
| ૨૦ | મુનીસુવ્રત | પદમામાતા | સુમિત્રરાજા | કાચબો | રાજગીરી |
| ૨૧ | નમીનાથ | વિપ્રામાતા | વીજયરાજા | નવકમલ | મહુલા |
| ૨૨ | નેમનાથ | સીવાદેવીમા | સમુદ્રવીજય | શંખ | સોરીપુર |
| ૨૩ | પારશ્વનાથ | વામામાતા | અશ્વસેનરાજા | સર્પ | વનારસી |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ | ખત્રિકુંડ |

# ભાગ ૧ લો.



## ભાવના.



પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદારથ સિદ્ધ.
ભાવે જીનવર પુજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિએ, ભાવે કેવળ જ્ઞાન.



જીવડા જીનવર પુજીએ, પુજ્યાના ફળ હોય;
રાજ નમે પ્રજા નમે, આણ ન લોપે કોય.
વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડીએ;
પાસ જીનેશ્વર પુજીએ, પાંચે આંગળીએ.
આભને વહાલી વીજળી, ધરતીને વહાલો મેહ
રાજુલ વહાલા નેમજી. આપને વહાલો દેહ.



જગત્ર આધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વૈધ,
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાત્, વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત

---

દેખીરે અદભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિક રૂપી પદ વરો;

તાહરી ગત તું જાણે હો દેવ, સ્મરણ ભજન તે વાચક જસ કહે.



તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નીરમાઇ. ૧
અનોપમ રૂપ દેખી તુજ રીજે, સુર નરનારી કે વૃંદા;
નમો નીરંજન ફણી પતિ શેવીત; પાસ ગોડીચા સુખ કંદા ૨
કાને કુંડલ શીર છત્ર બીરાજે, ચન્દ્ર ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂં હાથ સોહે, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યાં નીરધારી
નાગ નાગણી છત્ર ધરે છે, જળ વરસાવ્યાં નીરધારી. ૪
રૂપ વિજય કહે સુણુ મેરી લાવણી, એસી શોભા બહુ સારી;
માતા પિતા બાંધવ સહુ સાથે સંજમ લીધાં નરનારી. ૫



દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં.

## પ્રાતઃકાલમાં ઉઠી ભાવના કરવી તે.



પાસ સંખેશ્વરા સારકર સેવકા, દેવકા, એવડી વાર લાગે
કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણુને આપ છોડો
મુજ મહીરાણુ મંજુસમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો

જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જીનરાજ ઉંઘે
મોટા દાનેશ્વરી તેહુને દાખીએ, દાન દે જેહુ જગકાળ મોંઘે
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષીણુ ત્રીકમે તુજ સંભાર્યો
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તિજન તેહુનો ભય નીવાર્યો
આદી અનાદી અરીહંત તું એક છે, દીનદયાળ છે કોણ દુજો;
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભય ભંજનો એહ પુજો.

---

ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજે જઇએ, શેત્રુંજે જઇએ. ચાલો૦ એ આંકણી. શું સંસારે રહ્યા છો મુઝી, દિન દિન તન છીજે; આઉ આગની છાયા સરખી, પોતાની કીજે ચા૦ ૧ જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો; અણચીંતવ્યાં આવી પડશે, સમળાની લાતો ચા૦ ૨ ચતુરાઇશું ચીતમાં ચેતી, હાથે તે સાથે; મરણ તણાં નીશાન મોટાં, ગાજે છે માથે ચા૦ ૩ માતા મરૂદેવા નંદન નીરખી. ભવ સફળો કીજે, દાન વિજે સાહેબની શેવા, એ સગલી લીજે. ચાલો૦ ૪

---

# પુજાની વીધી નીચે મુજબ.

ન્હાવાને ઠેકાણે કિડીઓનાં નઘરાં, તથા લીલફુલ વિગેરે જીવની ઉત્પત્તિ હોવી ન જોઇએ તથા પાણી ઢોળવાથી જીવ ઉત્પન થવાનો સંભવ પણ ન હોય એવે ઠેકાણે પાટલે

બેસીને ગરમ પાણીએ ન્હાવું. ન્હાતાં શરીર શુદ્ધ થાય તેના કરતાં વધારે પાણી ઢોળવું નહી. ન્હાતાં વડીનીતી કરવાનું, આડે ફરવાનું, વસ્ત્ર પહેરવું નહી, ને ન્હાવાનું પંચીઉં જુદું રાખવું. ન્હાયા પછી રૂમાલવતી શરીર સાફ કરીને પુજાનું જુદું સ્વચ્છ વસ્ત્ર રાખેલું હોય તે પહેરવું અને એક સાડીનું (એકવડું આંતરી રહીત વસ્ત્રનું) ઉત્તરાસન કરવું અને આડપડો મુખકોષ બાંધિ વિધિપુર્વક જીનરાજને મોર પીછી, પોથી, વાળા કુંચી, ન્હવણ અને અંગલુહણાં કરવાં, ત્યાર પછી ધુપ, અગર કેશર, અને અખંડ (છેદાયા વીનાનું) ફુલ વિગેરેથી જીનરાજની દ્રવ્યપુજા કરવી ને કેશરમાં જમણા હાથની અનામીકા ટચલી આંગળી પાસેની આંગળીનું ટેરવું નખને કેશર અડે નહી એવી રીતે બોળી નિર્મળ ચિત્તે પ્રભુજીના નવ અંગે પુજા કરવી તે નીચે પ્રમાણે.

## દુધનો પ્રક્ષાલ કરતી વખતે બોલવું તે.

મેરૂશીખર નવરાવે હો સુરપતી મેરૂ શીખર નવરાવે,
જન્મ કાળ જીનવરજીકો જાણી પંચરૂપ કરી આવે. હો સુ. મે.



## પાણીનો પ્રક્ષાલ કરતી વખતે બોલવું તે.



જ્ઞાન કલશ ભરી આતમા, સમતા રસ ભરપુર;
શ્રીજીનને નવરાવતાં કરમ થયાં ચકચુર.

## ધૂપની પુજા કરતી વખને બોલવું તે.

અમે ધૂપની પુજા કરીએરે ઓ મનમાન્યા મોહનજી,
પ્રભુ ધૂપ ઘટા અનુસરીએરે, ઓ મનમાન્યા મોહનજી;
પ્રભુ નહી કોઈ તુમારી તોલેરે, ઓ મનમાન્યા મોહનજી,
પ્રભુ અંતે છે શરણુ તમારૂરે, ઓ મનમાન્યા મોહનજી.

## ફુલની પુજા વખતે કહેવું તે.

પ્રભુ કંઠે ઠવી ફુલની માળા, થુલ થકી વ્રત ઉચરીએ,
ચીત ચોખે, ચોરી નવ કરીએ.
સ્વામી અદત્ત કદાપિ ન લીજે ભેદ અઢાર પરિહરિયેરે ચીત.

## અથ અષ્ટપ્રકારી પુજાના દુહા,

ન્હવણ વિલેપન કુસુમની, ધુપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેધની, અષ્ટમી ફળ સુવિચાર ૧
ભાવ સ્તવને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધુર પુજ ઉદાર. ૨

ઇણી પરે જળ પુજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને છીણું જે એહમાં, જાણો તેહ અશુદ્ધ. ૩
હવે કરવા ગુણ વા.. .ા, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પુજા કરો, આણી ભાવ વિશેષ. ૪
પુજાને પરિણામ દોઉ, કરો ચંદનકી રીત;
શીતળતાને સુગંધતા, જીમ ભાંજે ભવભીત. ૫
હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જીણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬
પ્રણિધાને સદ્ગતિ હોએ, પુજથી કીમ નવી હોય;
સુમનસ ભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ૭
હુતાશનથી કક્ષ જયું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધુપ પુજા કરો, પામો જયું શિવશર્મ. ૮
ઇણીપેરે ધુપ પુજા કરી, જીન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતી, દુર કરો પરભાવ. ૯
જગ પ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એહ;
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦
કેવળનાણ પઇવશું જયું લહે લોકા લોક;
ત્યું પુંજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક. ૧૧
હવે અક્ષત પૂજા કરો, શાળી વ્રિહિ ગોધુમ;
ઉજવળ પ્રભુ પર ઢોઇને, ટાળો મોહકી ધુમ. ૧૨

અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પુજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજ ઋધિ ભંડાર. ૧૩
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪
કર્ત્તા ભોકતા મુજ નહી, પુદ્‌ગલ ભાવનો જીવ;
તિણે પુદ્‌ગલની ત્યાજના કરતાં શર્મ સદેવ. ૧૫
ફળ પુજા કરતાં થકાં, સફળ કરો અવતાર.
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬
જસ ફલ ઓપમ જગ નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

**( ઇતિ અષ્ઠ પ્રકારી પુજાના દુહા સંપુર્ણ. )**

## જીન નવઅંગ પુજાના દુહા.

અંગુઠે—જળ ભરી સંપુટ પત્રમાં, યુગલીક નર પૂજંત;
રિષભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
ઢીંચણે—જાનુબળે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશવિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
કાંડે—લોકાંતિક વચને કરી, વરશ્યા વરસીદાન;
કર કાંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવી બહુ માન. ૩
ખભે—માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત;

ભુજાબળે ભવજળ તર્યા, પુજો ખંધ મહંત. ૪
મસ્તકે—સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવી, શિર શીખા પૂજંત. ૫
કપાળે—તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬
કંઠે—સોળ પોહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુર ધ્વની સુરનર સુણે, તિણે ગળે તિલક અમૂલ. ૭
હ્રદયે—હ્રદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હેમ દહે વનખંડને હ્રદય તિલક સંતોષ. ૮
નાભી—રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિસરામ.
નાભીકમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯

## હાથ જોડીને.

ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પૂજો બહુવિધ રાગશું, કહે શુભવીર મુણિંદ. ૧૦

એ રીતે નવ અંગ પુજવાં. તેમાં પ્રથમ જમણું અંગ પૂજયા પછી ડાબું અંગ પૂજવું. વળી સિદ્ધચક્રમાં અરિહંતાદિક નવપદની અનુક્રમે પૂજા કરી મંગળીકને અર્થે અષ્ટ મંગળ કેશરથી આલેખવા. પછી મંડપમાંથી બહાર નીકળીને જીન ભુવનમાં પ્રભુ સન્મુખ બેસીને સ્વસ્તિક અથવા સાથીઓ નીચે પ્રમાણે અક્ષત—ચોખાથી પુરવો.

પ્રદ્યુમન ચરિત્ર ભા. ૧-૨ દરેકના ૧-૦-૦

## સ્વસ્તિક અથવા સાથીઓ.



આ ઉપરના સાથીઆમાં ચાર પાંખાં તે ચારગતિ મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકીસુચક સમજવાં અને અર્ધચંદ્રાકારનું ચિન્હ છે, તે ૐ સ્થાન-સીદ્ધશીલા-મુક્તિસ્થાનનું સુચક છે.

 

આ સ્વસ્તિક પુરી માગવાનું કે હે ત્રિલોકના નાથ ! આ ચાર ગતિમાંથી મને મુક્ત કરી જ્ઞાન, દર્શન ને ચારિત્ર રૂપ દાન દઇ અજરામર સ્થાનક-મોક્ષસ્થાન પામવા શક્તિ વાન કરો.

આ સાથીઓ ચૈત્યવંદન કર્યા પહેલાં અક્ષત-ચોખાથી પુરીને, નૈવેદ્ય ફળ પ્રમુખથી અગ્રપુજા કરવી પછી ભાવપુજા અર્થે ચૈત્યવંદન કરવું.

# ચૈત્યવંદન કરવાની વિધિ.

ઇચ્છામી ખમાસમણો, વંદિઉં જાવણીજ્જાએ, નિસીહિઆએ, મથ્થેણ વંદામી. એ પ્રમાણે બોલી ત્રણ ખમાસમણ દેઇને પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં, ઇચ્છં કહી ડાબો પગ ઉંચો કરી,

શ્રી શેત્રુંજો સિદ્ધ ક્ષેત્ર દીઠે દુરગતિ વારે
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ જળ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;
પુરવ નવાણું રીખવ દેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભીરામ,

નાભીરાયા કુળ મંડણો, જીનવર કરૂ પ્રણામ. ૩

## જંકિંચી.

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસેલોએ;
જાઈ જીણુબિંબાઈં, તાઈ સવ્વાઈ વંદામિ.



## નમુથ્થુણં.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં, આઇગરાણં તિથ્થયરાણં સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં પુરિસસીહાણં પુરિસવર પુંડરીઆણં પુરિસવર ગંધહથ્થીણં, લોગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં લોગપઇવાણં લોગપજ્જોઅગરાણં, અભયદયાણં ચખ્ખુદયાણં મગ્ગદયાણં શરણદયાણં બોહિદયાણં, ધમ્મદયાણં ધમ્મદેસિયાણં ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણં દંસણધરાણં વિઅટ્ટછઉમાણં, જીણાણં જાવયાણં તિનાણં તારયાણં બુદ્ધાણં બોહયાણં મુતાણં મોઅગાણં, સવ્વન્નુણં સવ્વદરિસીણં શિવમયલમરૂઅમણંતમખ્ખયમવ્વાબાહમપુણરાવિત્તિસિદ્ધિ ગઈ નામધેયંઠાણંસંપત્તાણં નમોજીણાણં જીઅભયાણં, જેઅઅઇયાસિદ્ધા જેઅભવિસંતિણાગએકાલે સંપઇઅવટ્ટમાણા સવ્વેતિવિહેણ વંદામિ.

## અથ જાવંતિ ચેઇઆઇં.

જાવંતિ ચેઇઆઈં ઉઠ્ઠેઅ અહેઅ તિરિઅ લોએ અ ॥
સવ્વાઇં તાઈં વંદે, ઈહિ સંતો તથ્થસંતાઇં. ॥ ૧ ॥
ઇચ્છામિખમાસમણો બોલવું જોઇએ.

## અથ જાવંતકેવિસાહુ.

જાવંતકેવિસાહુ ભરહેરવયમહાવિદેહેઅ;
સવ્વેસિંતેસિંપણઓ તિવિહેણ તિદંડવિરયાણં. ૧

### નમસ્કાર.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## સ્તવન.

શી ગતિ થાશે અમારી ઓ દીનાનાથ, શી ગતિ થાશે અમારી;
ઇંદ્રીને કાજે હું ગણું ધાયો, કર્મ કીધાં બહુ ભારી. ઓ દી. શી.
બે વાતે મારૂં મન લલચાયું, એક કંચન બીજી નારી. ઓદી.શી.
દેશદેશાંતર હું ભમી આવ્યો, નાડાની નથી બારી. ઓ દી. શી.
હું હું કરતાં ગયો જન્મારો, ભક્તિ ન જાણી તુમારી. ઓદી.શી.
ભવસાગરમાં તારો દાસ બુડે છે, શ્રી પાર્શ્વનાથજી તારી.ઓદી.શી.

પછી બે હાથ જોડી થોડા ઉંચા કરી.



## જયવીયરાય.

જયવીયરાય જગગુરૂ-હોઉમમતુહપભાવઓ ભયવંભવ-નિવ્વેઓ મગ્ગાણુ સારિઆઇઠ્ઠિફલ સિદ્ધિ ૧ લોગવિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપૂઆપરથ્થ કરણંચ, સુહગુરૂ જોગો તવ્વયણ સેવણા આભવમખંડા ૨ ( હાથ જરાનીચે કરવા ) વારિજ્જઇજઇ વિનીઆણ બંધણં વીઅરાય તુહસમએ, તહવિમમહુજ્જસેવા ભવેભવેતુમ્હચલણાણં ૩ દુખ્ખખઓકમ્મખઓ સમાહિમરણંચ બોહિલાભોઅ સંપજ્જઉમહએઅં તુહનાહપણામકરણેણં ૪ સર્વ મંગલમાંગલ્યં સર્વ કલ્યાણકારણં પ્રધાનંસર્વધર્માણં જૈનં જયતિસાસનમ્. ૫

( પછી ઉભાથઇને. )

## અરિહંત ચેઇઆણં-

અરિહંત ચેઇઆણં કરેમિકાઉસ્સગ્ગં ૧ વંદણવતિઆએ પુઅણવત્તિઆએ સકકારવતિઆએ સમાણ વત્તિઆએ, બોહિલાભવત્તિઆએ નિરૂવસગ્ગવત્તિઆએ ૨ સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ વઠ્ઠમાણીએ ઠામિકાઉસ્સગ્ગં.૩

## અન્નથ્થઊસસિએણં.

અન્નથ્થઉશસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડુએણં વાયનિસગ્ગેણં ભમલિએપિતમુચ્છાએ

૧ સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલસંચાલેહિં સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં ૨ એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમેકાઉસ્સગ્ગો ૩ જાવઅરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં નપારેમી ૪ તાવકાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ. ૫

પછી એક નવકારનો કાઉસગ્ગ કરી, 'નમોર્હતસિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ' કહી થોય કહેવી.

## સ્તુતી (થોય)

કલ્યાણકંદં પઢમંજિણંદં સંતિં તઓ નેમિજિણંમુણિંદં
પાસંપયાસં સુગુણિક્કઠાણં ભત્તીઇવિંદે સિરિવદ્ધમાણં ૧

---

અથ પંડીત શ્રી દેવચંદ્રજી કૃત.

# સ્નાત્ર પૂજા.



પ્રથમ ત્રણ ગઢને બદલે ત્રણ બાજોઠ મુકીને ઉપલા બાજોઠને મધ્ય ભાગે કંકુનો સાથીઓ કરવો અને તેના આગળ કંકુના સાથીઆ ચાર કરીને ઉપર અક્ષત નાંખવા તથા ફુળ મુકવાં. વચલા સાથીઆ ઉપર રૂપાનાણું મુકવું ને સાથીઆ ઉપર કળશ ચારે થાપવા, તેમાં પંચામૃત કરી જળ ભરવું

તથા વચલા સાથીઆ ઉપર થાળ મુકી, કેશરનો સાથીઓ કરી, અક્ષત નાંખી ફળ મુકી, નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા પછી બે સનાથીઆને ઉભા રાખીને ત્રણ નોકાર ગણાવવા પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જળ રેડવું અંગ લુહણાં ત્રણ કરવાં, પછી કેશરથી પુજા કરી હાથ ધોઇને સનાથીઆના જમણા હાથમાં કેશરનો ચાંલો કરવો પછી કુસુમાંજલી (ફુલ) હોય તે હાથમાં આપવા પછી નીચે પ્રમાણે જન્મમોહછવ કહેવો એક દીપક પ્રભુથી ડાબી બાજુએ કરવો.

નમોર્હત્સીદ્ધાચાર્યોપાદ્ધાય સર્વ સાધુભ્યઃ

(પાંખડી ગાથા) ઢાળ પહેલી.

ચઉત્તિશે અતિશય જુઓ, વચનાતિસય જુત્ત;
સો પરમેસર દેખી ભલિ, સીંહાસણ સંપત્ત. ૧

॥ ઢાળ ॥

સિંહાસણ બેઠા જગભાણ, દેખી ભવિક જન ગુણમણી ખાણ;
જે દીઠે તુજ નિરમલ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ;
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરાં ચરણકમલ શેવે ચોસઠઇંદા,
ચોવીશ વૈરાગી, ચોવીસ સોભાગી, ચોવીશ જીણંદા કુ૦

( એમ કહી પ્રભુના ચરણે પુજા કરીએં )

॥ ગાથા ॥

જોનિય ગુણ પજવ રમ્યો, તસુ અનુભવ એગંત;
સુહ પુગ્ગલ આરોપતાં, જો તસુ રંગ નિરત્ત ૨

॥ ઢાળ ॥

જો નિજ આતમગુણ આણંદી, પુગલ સંગે જેહ અફંદી.
જે પરમેસર નિજપદ લીન, પુજો પ્રણમો ભવ્ય અદીન.
કુસુમાંજલિ મેલો શાંતિ જીણંદા. તો૦ કુ૦

( એમ કહી પ્રભુના જાનુયેં પુજા કરીએ )

॥ ગાથા ॥

નિમ્મલ નાણપયાસ કર, નિમ્મલ ગુણ સંપન્ન.
નિમ્મલ ધમોવએસકર, સો પરમપ્પા ધન્ન.

॥ ઢાળ ॥

લોકાલોક પ્રકાશક નાણી, ભવીજન તારણ જેહની વાણી.
પરમાનંદ તણી નિસાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી
કુસુમાંજલિ મેલો નેમ જિણંદા. તો કુ૦

( એમ કહી પ્રભુના બે હાથે પુજા કરીએ )

॥ ગાથા ॥

જે સિજ્ઝા, સિજ્ઝંતિ જે સિજ્ઝંસંતિ અણુંત
જસુ આલંબન ઠવિય મણુ, સો સેવો અરિહંત

॥ ઢાળ ॥

શિવ સુખ કારણુ જેહ ત્રિકાલે, સમ પરિણામે જગત નિહાળે.
ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણુ પખાળે.
કુસુમાંજલી મેલો પાસ જીણંદા. તો૦ કુ૦

( એમ કહી પ્રભુના ખંભાયે પુજા કરીએ )

॥ ગાથા ॥

સમદીઠ્ઠી દેસ જય, સાહુ સાહુણી સાર.
આચારિજ ઉવઝાય મુણિ, જો નિમ્મલ આધાર.

॥ ઢાળ ॥

ચઉવિહ સંઘે જે મન ધાર્યું મોક્ષતણું કારણુ નિરધાર્યું.
વિવિહ કુસુમ વરજાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી
કુસુમાંજલિ મેલો વીર જીણંદા, તો૦ કુ૦

( એમ કહી પ્રભુને મસ્તકે પુજા કરીએ )



## અક્ષત લેવા.

॥ વસ્તુ છંદ ॥

સયલ જિનવર સયલ જીનવર, નમિય મનરંગ;

કલ્યાણુક વિહિ શંઘવિય. કરિસ ધમ્મ સુપવિત્ત.
સુંદર સય ઇગસિત્તરિ તિથ્થંકર,ઇગ સમયવિહરંતિમહીયલ
ચવણુ સમય ઇગવીસ જિણુ જમ્મ સમય ઇગવીસ.
ભત્તિય ભાવે પુજીયા, કરો સંઘ સુજગીસ.

॥ઢાળ બીજી ॥ એક દિન અચિરા હુલરાવતી ॥ એ દેશી ॥

ભવ ત્રીજે સમકિત્તગુણુ રમ્યા,જિન ભક્તિ પ્રમુખગુણુ પરિણુમ્યા
તજિ ઇંદ્રિયસુખ આશંસના, કરી સ્થાનક વિશની સેવના ૧
અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મનભાવના એહવી ભાવતા.
સવિજીવ કરૂં શાસન રસી, ઇસી ભાવ દયા મન ઉલ્લસી. ૨
લહી પરિણામ એહવું ભલું, નિપ જાવી જીનપદ નિર્મલું.
આયુબંધ વિચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી. ૩
ત્યાંથી ચવિયલહે નર ભવ ઉદાર, ભરતે તેમ અૈરવતેજસાર.
મહાવિદેહે વિજયેવર પ્રધાન,મધ્ય ખંડેઅવતરે જિનનિધાન. ૪

॥ અથ સુપનાની ॥ ઢાળ ત્રીજી ॥

પુણ્યે સુપનહ દેખે મનમાંહે હર્ષ વિશેષે;
ગજવર ઉજવર સુંદર નિર્મલ વૃષભ મનોહર. ૧
નિર્ભય કેસરીસિંહ લક્ષ્મી અતિહિ અબીહ;
અનુપમ ફુલની માલ, નિર્મલ શશિ સુકુમાર. ૨
તેજ તરણી અતિ દીપે, ઇંદ્રધ્વજ જગઝીપે,
પુરણુ કળશ પંડુર, પદ્મસરોવર પુર. ૩

અગિયારમે રયણાયર, દેખે માતાજી ગુણસાયર;
બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન ૪
અગ્નિ શિખા નિરધુમ, દેખે માતાજી અનુપમ,
હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે ૫
જગ પતિ જિનવર સુખ કર, હોશે પુત્ર મનોહર;
ઈદ્રાદીક જસુ નમશે, સકલ મનોરથ ફલસે. ૬

॥ વસ્તુ છંદ. ॥

પુણ્ય ઉદય પુણ્ય ઉદય ઉપના જિનનાહ, માતા તવરયણી સમે; દેખી સુપન હરખંતી જાગિય, સુપન કહી નિજ કંતને સુપન અરથ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન,ઇંદ્રાદીક જસુપય નમી કરશે સિદ્ધ વિધાન.

॥ ઢાળ ॥ ચોથી ॥ ચંદ્રાવલાની દેશીમાં ॥

સોહમપતિઆસન કંપીયો એ, દેઇ અવધિ મન આણંદીયોએ;
નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજલ તારણ પ્રગટયો જિહાજ. ૧
ભવ અડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ;
શિવ સાધન ગુણ અંકુરો જેહ, કારણ ઉલટયો આસાઢિ મેહ. ૨

હરખેં વિકસી તવ રોમરાય વિલયાદિકમાં નિજ તનુન માય
સીંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ. ૩
સગ અડ પય સાહમો આવી તથ્થ,કરિ અંજલીય પ્રણમીય મથ્થ
મુખે ભાંખે એક્ષણુ આજ સાર, તિય લોય પહુ દીઠો ઉદાર ૪
રે રે નિસુણો સુર લોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ;
તસુ શાંતિકરણુ જલધર સમાન,મિથ્યા વિષ ચુરણુ ગરૂડ વાન.૫
તે દેવ સકલ તારણુ સમથ, પ્રગટયો તસુ પ્રણુમી હુવો સનાથ
એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખેં સુણેવિ. ૬
ગાવે તવ રંભા ગીત ગાન સુરલોક હુવો મંગલ નિધાન;
નરક્ષેત્રે આરિજવંશ ઠામ, જિન રાજ વધે સુર હરખ ધામ. ૭
પિતા માતા ઘરે ઉછવ અશેષ,જિનશાસન મંગલ અતિ વિશેષ
સુરપતિ દેવાદિક હરખ સંગસંયમ અર્થીં જનને ઉમંગ. ૮
શુભવેલા લગને તીર્થ :નાથ, જનમ્યા ઈંદ્રાદિક હરખ સાથ;
સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઇ અતીવ.૯

આ ઠેકાણે અક્ષતે વધાવવા

પછી ચઇતવંદન જ્યવીરાય અરધા સુધી કેવું પછી હાથ ધોઇ લુશી નાખવા, નવકાર એક ગણી કળશને ધુપ દઇ હાથમાં લઇને લુગડુ ઢાંકી નીચે પ્રમાણે કળશ કેહેવો.

---

॥ ઢાળ પાંચમી ॥ શ્રીશાંતિ જિનનો કલશ ॥
કહિશું, પ્રેમ સાગર પુર ॥ એ દેશી ॥



શ્રી તીર્થપતિનું કલશ મજ્જન, ગાઇએં સુખકાર
નરખિત મંડણુ દુહ વિહંડણુ ભવિક મન આધાર.
તિહાં રાવ રાણુહર્ષ ઉછવ, થયો જગ જયકાર.
દિશીકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર. ૧
નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણુ છંદ
જિન જનની પાસેં આવી પહોતી, ગહુ ગહુતી આણુંદ.
હે માય! તેં જિનરાજ જાયો, સુચિ વધાયો રમ્મ.
અમ જમ્મ નિમ્મલ્લ કરણુ કારણુ કરીશ સુઇકમ્મ. ૨
તહાં ભુમી શોધન દીપ દર્પણુ, વાય વીંજણુ ધાર.
તિહાં કરીય કદલ્લી ગેહ જિનવર, જનનિ મંજ્જનકાર.
વર રાખડી જિન પાણી બાંધિ, દીએ એમ આશીષ.
જુગ કોડા કોડી ચિરંજીવો, ધર્મ નાયક ઇશ. ૩
આ ઠેકાણે દર્પણુ ચમ્મર વીંઝવું ને રાખડી ભગવાનને બાંધવી.

॥ ઢાળ છઠી ॥ એકવીશાની
જગ નાયકજી, ત્રિભુવન જન હિતકાર એ;
પરમાતમાજી, ચિદ્દાનંદ ઘનસાર એ ॥ દેશી

॥ ઢાળ ॥
જિન રયણીજી, દશ દિશી ઉજ્જવળતા ધરે.

શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે.
જિન જનમ્યાજી જેણે અવસર માતા ઘરે.
તેણે અવસરજી, ઈંદ્રાસન પણુથરહરે.

॥ ત્રુટક ॥

થરહરે આસન ઈંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો.
જિન જન્મ ઉત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઉપન્યો.
નિજ સિદ્ધિ સંપતિ હેતુ જિનવર, જાણી ભક્તેં ઉમહયો,
વિકસિંત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહ ગહ્યો. ૧



આ ઠેકાણે ઘંટ નાદ કરાવવો.

તવ સુરપતિ જી, ઘંટાનાદ કરાવએ,
સુર લોકેંજી, ઘોષણા એહ દેવરાવએ.



નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઉ અછે.
તસુ ભક્તેજી, સુરપતિ મંદિરગિરિગચ્છે.

॥ ત્રુટક ॥

ગચ્છેતિ મંદિર શિખર ઉપર, ભુવન જીવન જીન તણો.
જીન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુર ગણો
તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ દેવાધિ દેવ નિહાળતાં.

આપણાં પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં. ૨

॥ ઢાળ ॥

એમ સાંભળીજી, સુરવર કોડિ બહુમિલી.
જિન વંદનજી, મંદિર ગિરી સાહમાચલી.
સોહમપતિજી, જિન જનની ઘર આવીયા.
જિન માતાજી, વંદી સ્વામિ વધાવિયા.



આ ઠેકાણે અક્ષતથી વધાવવા.

॥ ત્રુટક ॥

વધાવિયા જિન હર્ષ બહુલે; ધન્ય હું કૃત પુણ્યએ.
ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કુણ અન્યએ.
હે જગત જનની? પુત્ર તુમચો, મેરૂ મંજ્જન વર કરી.
ઉછંગ તુમચે વલીય થાપિશ આતમા પુણ્યે ભરી.

॥ ઢાળ ॥

સુરનાયકજી, જિન નિજ કર કમલેં ઠવ્યા.
પંચ રૂપેંજી અતિસય મહિમાએ સ્તવ્યા.
નાટક વિધિજી તવ બત્રીશ આગલ વહે.
સુરકોડીજી જિન દર્શનને ઉમ્મહે.

॥ ત્રુટક ॥

સુરકોડિ કોડા નાચતી વલી, નાથ શુચિ ગુણ ગાવતી.

અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી.
જયોજયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષએ.
અમ ત્રાણુ શરણુ આધાર જીવન, એક તું જગદીશ એ

॥ ઢાળ ॥

સુર ગિરિવરજી, પાંડુક વનમેં ચિહું દિશે.
ગિરિ શિલ પરજી, સિંહાસણુ સાસય વશે.
તિહાં આણીજી, શક્રે જિન ખોળે ગ્રહયા,
ચોસઠેજી, તિહાં સુરપતિ આવી રહ્યા.

## ત્રુટક.

આવિયા સુરપતિ સર્વ ભગતે, કળશ શ્રેણી બનાવએ;
સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધી, સર્વ વસ્તુ અણાવએ.
અચ્ચુઅપતિ તિંહાં હુકમ કીનો, દેવ કોડા કોડીને,
જિન મજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને.

## ઢાળ સાતમી.

શાંતિને કારણે ઇંદ્ર કળશા ભરે. એ દેશી.

આત્મ સાધન રસી, દેવ કોડી હસી,
ઉલ્લસીને ધસી ખીર સાગર દિશી;
પઉમદ્રહ આદિ દ્રહ, ગંગ પમુહા નઇ,
તીર્થ જળ અમલ લેવા, ભણી તે ગઈ. ૧

જાતિ અડકળશ કરી સહસ અઠોતરા,
છત્ર ચામર સિંહાસન શુભતરા;
ઉપગરણ પુપ્ફ ચંગેરી પમુહા સવે,
આગમે ભાસિયા તેમ આણી ઠવે. ૨
તીર્થ જળ ભરિય કર કળશ કરી દેવતા,
ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિ રતા;
તિરિયનર અમરને હર્ષ ઉપજાવતા,
ધન્ય અમ્હ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા. ૩
સમકિત્ત બીજ નીજ આત્મ આરોપતા,
કળશ પાણી મિષે, ભક્તિ જળ સીંચતા;
મેરૂ સિહરે વરી સર્વ આવ્યા વહી,
શક્ર ઉત્સંગ જિન દેખિ મન ગહગહી. ૪

## વસ્તુ છંદ.

હુહો દેવા હુહો દેવા અણાઈ કાળો, અદિઠ પુવ્વો,
તિલોય તારણો તિલોય બંધુ, મિછત્ત મોહ વિધ્વંસણો;
અણાઇતિણ્હા વિણાસણો દેવાહિ દેવો દિઠ બોહિય કામેહિ. ૫

## ઢાળ.

એમ પભણંત વણ ભવણ જોઈસિરા,
દેવ વેમાણિયા ભત્તિધમ્માયરા;

કેવિકપ્પપઠિયા કેવિ મિત્તાણુગા,
કેવિ વર રમણિ વયણેણુ અઇઉછ્છુગા. ૬

## વસ્તુ છંદ.

તથ અચ્ચુઅ તથ અચ્ચુઅ ઇંદ આદેશ, કરજોડી સવિદેગણુ
લેય કળશ આદેશ પામિય, અદ્ભૂત રૂપ સરૂપ જુઅ, કવણુ
ઇહિ ઉત્સંગે સામિય, ઇંદ કહે જગતારણો, પારગ અમપરમેશ;
નાયક દાયક ધમ્મ નિહિ, કરિએ તસુ અભિસેઅ. ૭
(એમ કહી કલશમાંથી અરધુંજળ નાખવું પછી નીચે પ્રમાણે કહેવું)

## ઢાળ આઠમી.

( તીર્થ કમળદળ ઉદક ભરીને પુષ્કર સાગર આવે ) એ દેશી.
પુરણુ કળશ શુચિ ઉદકની ધારા, જીનવર અંગે નામે;
આતમ નિર્મળ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે;
અચ્ચુતાદિક સુર પતિ મજ્જન, લોક પાળ લોકાંત,
સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત. ૧

ગાહા.

તવ ઇશાણુ સુરિંદો, સક્કંપ ભણેઇ, કરઈ સુપસાઓ;
તુમ અંકે મહુન્નાહો, પણુ મિત્તમ અમ્હ અપ્પેહ. (૨)
તાસિકિંદો પભણેઇ, સાહુમી વછલંમી બહુ લાહો;

આણુા એવંતેણું, ગિણ્હિદુ હુંવ્વો ઉક્કય થાલો. (૩)
( એમ કહી સર્વ સ્નાત્રિયા કળશ ઢાળે. નીચે પ્રમાણે પાઠ કહે.)

## ઢાળ.

સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ,
કરિય વિલેપણ પુષ્પ માળઠવી, વર આભરણ અભંગ;
તવ સુરવર બહુ જય જય રવકરિ, નાચે ધરી આણંદ,
મોક્ષ માર્ગ સારથ પતિ પામ્યો ભાંજશું હવે ભવફંદ (૪)
કોડિ બત્રીસે સોવન ઉવારી,વાજંતે વરનાદે;
સુરપતિ સંઘઅમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે;
આણી થાપી એમ પયંપે, અમે નિસ્તરિયા આજ,
પુત્ર તુમારો ધણીરે હમારો, તારણ તરણ જહાજ. (૫)
માત જતન કરિ રાખજો એહને, તુમ સુત અમ આધાર,
સુરપતિ ભગતિ સહિત નંદી સર, કરે જિન ભક્તિ ઉદાર;
નિયનિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતા પ્રભુ ગુણ સાર;
દીક્ષા કેવળ જ્ઞાન કલ્યાણક, ઇચ્છાચિત્ત મઝાર. ૬
ખરતર ગચ્છજિન આણા રંગી, રાજ સાગર ઉવઝાય,
જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂ તણો સુપસાય,
દેવચંદ્ર જિન ભક્તે ગાયો, જન્મ મહોત્સવ છંદ,
બોધ બીજ અંકુરોઉલસ્યો સંઘ સકળ આનંદ. ૬

## કળશ ( રાગ વેળાવલ. )

એમ પૂજા ભગતે કરો, આતમ હિત કાજ;
તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવરાજ. એમ. ૧
કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ;
સંપય સીમંધર પ્રભુ, કેવળ નાણ દિણંદ. ૨
જન્મ મહોચ્છવ એણીપરે, શ્રાવક રૂચિવંત;
વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત.
દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવપાર;
જિન પડિમા જિન સારખી, કહી સૂત્ર મોઝાર. એમ. ૪

પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળ કરી અંગલુણા ત્રણ કરી કેસર ચંદનથી પુજા કરી પુષ્પ ચડાવી ધુપ દીપ કરી અક્ષત ફળ નૈવેદ મુકી આરતી કરવી મંગળ દીપ સહીત.

ઇતિ પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પૂજા સમાપ્ત.

## ચૈત્યવંદનો.

સકળ કુશળ વલ્લી, પુષ્કરાવર્ત મેઘો.
દુરિત તીમર ભાનું, કલ્પવૃક્ષોપમાનું;
ભવજળ નીધીપોતઃ સર્વ સંપત્તિ હેતુ,
સ ભવતુ સતત વઃ શ્રેયસે શાંતિનાથઃ શ્રેયસે પાર્શ્વનાથઃ

૨

વિમળ કેવળ જ્ઞાન કમળા, કલીત ત્રીભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદી જીનેશ્વરં. ૧
વિમળ ગિરીવર શ્રૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભૂધરં,
સુર અસુર કીન્નર કોડી સેવીત. નમો૦ ૨
કરતી નાટક કીન્નરી ગણ ગાય જીન ગુણ મનહરં.
નિર્જરાવળી નમે અહોનીશ. નમો૦ ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહરં,
શ્રી વીમલ ગીરિવર શૃંગ સિદ્ધા. નમો૦ ૪
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડીનંત એ ગીરીવરં.
મુગતી રમણી વર્યા રંગે. નમો૦ ૫
પાતાળ નર સુર લોક માંહી, વિમળ ગીરીવર તો પરં,
નહી અધીક તીરથ તીર્થપતી કહે. નમો૦ ૬
ઇમિ વીમળ ગીરીવર શીખર મંડણ દુઃખ વિહંડણ ધ્યાઇએ,
નીજ શુદ્ધ સત્તા સાધનાર્થં પરમ જ્યોતી નિપાઇએ. ૭
જીત કોહ વીછોહ નીદ્રા પરમ પદસ્થિત જયકરં,
ગીરીરાજ સેવા કરણ તત્પર પદ્મવિજય સુહીતકરં. ૮

## અથ બીજનું ચૈત્યવંદન

દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;

બીજે જન્મ્યા તે પ્રભુ ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પ્રુકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહુને ભવી તજીએ;
મુજપરે સીતલ જીન કહે, બીજ દીન શીવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપુજ્ય પરે લહો કેવણ નાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય એકાંત ન ગ્રહીએ;
અર જીન બીજ દિને ચવી એમ જીન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવીશીએ, એમ જીન કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયા, પ્રુભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆં બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## જ્ઞાનપંચમીનું ચૈતવંદન,

ત્રિગડે બેઠા વીર જીન, ભાખે ભવિજન આગે,
ત્રીકરણસ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસે, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથી નીહાળી. ૨
જ્ઞાન વિના પશુ સરિખા, જાણો એણે સંસાર;

જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહિત ક્રિયા કહી, કાસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની શ્વાસો શ્વાસમાં કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસો લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટી ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ્ગ લોગસ્સ કેરો,
ઉજમણું કરો ભાવશું, ટાળો ભવ ફેરો. ૮
એણીપેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણ મંજરી પરે, રંગ વીજય લહો સાર. ૯

## શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન

માહા સુદી આઠમ દીને, વિજ્યા સુત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જન્મ્યા રૂષભ જીણંદ,
દિક્ષા પણ એ દીન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨
માધવ સુદિ આઠમ દીને, આઠ કર્મ કર્યાં દૂર

અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર ૩
એહિજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જીણુંદ;
આઠ જાતિ કળશે કરી, નવરાવે સુર ઈંદ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫
શ્રાવણ વદની આડમે, નમી જનમ્યા જગ ભાણ;
તેમ શાવણ સુદી આઠમે, પાસજીનું નીરવાણ. ૬
ભાદરવા વદી આડમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવ વાસ. ૭

## શ્રી એકાદશીનું ચ(ત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળપાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મહુસેન વન આયો. ૧
માધવ સીત એકાદશી, સોમલ દ્વીજ યજ્ઞ;
ઇંદ્રભુતી આદે મલ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદસસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક શંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૬

મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમી. મલ્લી ઘન ઘાતી નિવાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ સઘળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહું કાળનાં, ગણુસે કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુજણી ઠવણી વીંટણી, મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવૃત છાંડવાએ, વહો પડીમા અગીઆર;
ખીમા વિજય જીનસાસને, સફળ કરો અવતાર. ૯



## શ્રી ચોવીશ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુ પૂજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવિધીનાથ, દો ઉજ્વલ લહીએ. ૧
મલ્લીનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખા;
મુનીસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ૨
સોળે જિન કંચન સમા, એવા જિન ચોવીસ;
ધીર વિમળ પંડીત તણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૩

## ચૈત્યવંદન.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;

જયાં જયાં પ્રતીમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદિ દેવ, નેમ નમું ગીરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર. ૨
અષ્ટાપદ ગીરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણીમય મૂરત માનસું ભરતે ભરાવી સોય. ૩
સમેત શિખર તીરથ વડું, જિહાં વીશે જિન પાય;
વૈભારગીરિ ઉંપરે, શ્રી વીરજિનેશ્વર રાય.
માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫



## શ્રી પંચપરમેષ્ટી ચૈત્યવંદન,

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોત્તરસય ગુણ મલીએ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડીતતણો નય પ્રણમે નીત સાર, ૩



મલયા સુંદરી નોવેલ. ૦-૧૦-૦

## શ્રી પાર્શ્વજીન ચૈત્યવંદન.

જય ચિંતામણી પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કરમ રીપુ જીતીને, પંચમ ગતિ પામી. ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીએ;
પ્રભુ નામે ભવ ભયતણાં, પાતક સબ દહિયે. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીયે પારસ નામ;
વિષ અમ્રત થઇ પરગમે, પાવે અવિચળ ઠામ. ૩



## શ્રી મલ્લીનાથજીનું ચૈત્યવંદન

મલ્લીનાથ ઓગણીશમા, જસ મીથીલા નયરી;
પ્રભાવતી જશ માવડી, ટાલે કર્મ પયડી. ૧
તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચીસની કાયા;
લંછન કળસ મંગલ કરૂ, નિરમલ નિરમાયા. ૨
વરસ પંચાવન સહસનું, જિનવર ઉત્તમ આય;
પદ્મવિજય કહે તેહને, નમતાં શિવ સુખ થાય. ૩



# થાયા.



## સંખેશ્વરજીનની.

સંખેશ્વર પાસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછીત પુરણ સુરતરૂ, જય વામા સુત અલવેસરૂ. ૧
દોય રાતા જીનવર અતી ભલા, દોય ધોળા જીનવર ગુણનીલા;
દોય લીલા દોય સામળ કહ્યા, શોળે જીન કંચનવર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિઆ, ગણધર તે હઇડે રાખીઓ;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવે શિવ સુખ સાખીઓ. ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચુરતી, નય વિમળનાં વંછીત પુરતી. ૪

## પજ્જુષણની

સતરભેદી જીન પુજા રચીને સ્નાત્ર મહોત્સવ કીજેજી,
ઢોલ દદામા ભેરી નફેરી, ઝલરી નાદ સુણીજેજી;
વિરજીન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી,
પરવ પજ્જુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ ગણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી આઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને જીન ચોવીસે પુજીજેજી;

વડા કલ્પનો છઠ્ઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી,
પડવેને દિન જન્મ મહોત્સવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દિવશ લગે અમર પળાવી અઠમનો તપ કીજેજી,
નાગકેતુની પેરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરીત્ર સુણીજેજી. ૩
બારસેં સુત્રને સમાચારી, સંવત્સરી પડીકમીએજી,
ચૈત્ય પ્રવાડી વીધિસ્યુ સકળ જંતુને ખામીજેજી.
પારણાને દીન સ્વામીવચ્છળ, કીજે અધિક વડાઇજી;
માનવીજય કહે સકળ મનોરથ, પુરે દેવી સીધાઇજી. ૪

## શ્રી આદીજિનની.

આદિ જીનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવળ સિરિરાયા, મોક્ષ નગરે સિધાયા. ૧
સવિજન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુરગતિ દુઃખ ભારી શોક સંતાપ વારી;
શ્રેણીક્ષપક સુધારી; કેવલાનંત ધારી,
નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી. ૨
સમવસરણ બેઠા, લાગે જે જીન મીઠા,

કરે ગણુ પઇઠ્ઠા ઇંદ્ર ચંદ્રાદિ દીઠા,
દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતા ટાલે રિઠ્ઠા;
ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુણ્યે ગરિઠ્ઠા. ૩
સુર સમકિતવંતા, જેહ રિધ્યે મહંતા,
જેહ સુજન સંતા ટાળિયે, મુળ ચિંતા;
જિનવર સેવતા, વિઘ્ન વારે દુરંતા;
જિન ઉત્તમ ગુણવંતા, પદ્મને સુખ દિયંતા ૪

## બીજની.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ;
રાયરાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ,
તિહાં ચંદ્ર વિમાને, શાસ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દીન, પ્રણમુ આણી નેહ. ૧

## પંચમીની.

શ્રાવણ શુદિ દીન પંચમીએ જન્મ્યા નેમ જિણંદતો;
સ્યામવરણ તનુ શોભતુએ, મુખ શારદકો ચંદ તો,
સહસ વરસ પ્રભુ આઉખુએ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટકરમ હેલે હણીએ, પોહોતા મુક્તિ મહંતતો. ૧

## આઠમની

મંગલ આઠ ભરી જસ આગળ, ભાવ ધરી સુર રાજજી ॥

આઠ જાતીના કલશ ભરીને, ન્હવરાવે જિનરાજજી
વીરજીનેશ્વર જન્મ મહોત્સવ કરતાં શીવ સુખ સાધેજી.
આઠમનું તપ કરતાં અમઘેર, મંગલ કમલા વાધેજી ॥ ૧॥

## એકાદશીની.

એકાદશી અતી રૂઅડી, ગોવિંદ પુછે નેમ;
કોણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ,
જીનવર કલ્યાણક અતી ઘણા, એકસોને પચાસ;
તેણે કારણ એ પર્વ મોહોટું, કરો મૌન ઉપવાસ. ૧

## અથ કલ્લાણકંદની સ્તુતી.

કલ્લાણકંદં પઢમં જિણંદં સંતિં તઓ નેમિજિણં મુણિંદં
પાસં પયાસં સુગુણિક્કઠાણં ભત્તિઇવંદે સિરિવદ્ધમાણં ॥૧॥
અપાર સંસાર સમુદપારં પત્તાસિવંદિતુ સુઇક્કસારં
સવ્વે જિણંદા સુરવિંદ વંદા કલ્લાણ વલ્લીણ વિસાલ કંદા ॥૨॥
નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં પણાસિયાસેસ કુવાઇ દપ્પં
મયં જિણાણં સરણં બુહાણં નમામિનિચ્ચં તિજગપ્પહાણં ॥૩॥
કુંદિંદુગોખખીર તુસાર વન્ના સરોજહથ્થા કમલે નિસન્ના
વાએસિરિ પુથ્થય વગ્ગહથ્થા સુહાયસાઅમ્હ સયા પસથ્થા ॥૪॥



## અથ શ્રી સંખેશ્વર પાર્શ્વ જિનનો છંદ.

સેવો પાસ સંખેશ્વરો મન શુદ્ધે,

નમો નાથ નિશ્ચે કરી એકબુધ્ધે ॥
દેવી દેવલાં અન્યને શું નમો છો,
અહો ભવ્ય લોકો ભુલાં કાં ભમો છો ॥ ૧ ॥
ત્રીલોકના નાથને શું તજો છો,
પડયા પાસમાં ભુતડાં કાં ભજો છો ॥
સુરધેનું છંડિ અજાને શું અજો છો,
મહા પંથ મુકી કુપંથે વ્રજો છો ॥ ૨ ॥
તજે કોણ ચિંતામણી કાચ માટે,
ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે
સુરદ્રુમ ઉપાડિ આક કુણ વાવે,
મહામુઢ તે આકુલા અંત પાવે. ॥ ૩ ॥
કિહાં કાંકરોને કિહાં મેરૂ શૃંગ,
કિહાં કેસરીને કિહાં તે કુરંગ ॥
કિહાં વિશ્વનાથં કિહાં અન્ય દેવા
કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા ॥ ૪ ॥
પુજો દેવ પ્રભાવતી પ્રાણુનાથં,
સહુ જીવનેં જે કરે છે સનાથં ॥
મહાતત્વ જાણી સદા જેહ ધ્યાવે,
તેહનાં દુખ દારિદ્ર દુર પલાવે ॥ ૫ ॥
પામી માનુષોનેં વૃથા કાંગમો છો,

કુસિલે કરી દેહને કાં દમો છો ॥
નહિ મુક્તિ વાસં વિના વીતરાગં,
ભજો ભગવંતં તજો દૃષ્ટિરાગં ॥ ૬ ॥
ઉદેરત્ન ભાંખે સદા હેત આણી,
દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી ॥
આજ માહરે મોતીડે મેહ વૂઠયા,
પ્રભુ પાસ સંખેશ્વરો આપ તૂઠયા ॥ ૭ ॥



## અથ શ્રી મહાવીરજિન છંદ

સેવો વીરને ચિતમાં નીત્ય ધારો,
અરિ ક્રોધને મનથી દૂર વારો ॥
સંતોષ વૃતી ધરો ચિતમાંહિ,
રાગ દ્વેષથી દૂર થાઉ ઉછાંહિ ॥ ૧ ॥
પડયા મોહના પાસમાં જેહ પ્રાણી,
શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી ॥
મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો,
જિનમાર્ગ છંડી ભુલા કાં ભમો છો ॥ ૨ ॥
અલોભી અમાની નીરાગી તજો છો,
સલોભી સમાની સરાગી ભજો છો ॥

હરી હરાદી અન્યથી શું રમો છો ॥
નદી ગંગ મૂકી ગલીમાં પડો છો ॥ ૩ ॥
કેઇ દેવ હાથે અસિ ચક્ર ધારા,
કેઇ દેવ ઘાલે ગલે રૂંઢમાલા ॥
કેઈ દેવ ઉછંગે રાખે છે વામા,
કેઈ દેવ સાથે રમે વૃંદ રામા ॥ ૪ ॥
કેઈ દેવ જપે લેઈ જપમાલા;
કેઇ માસ ભક્તિ મહા વીકરાલા ॥
કેઇ યોગણી ભોગણી ભોગ રાગે,
કેઈ રૂદ્રાણી છાગનો હોમ માગે ॥ ૫ ॥
ઇસા દેવ દેવી તણી આશ રાખે,
તદા મુક્તિનાં સુખને કેમ ચાખે ॥
જદા લોભના થોકને પાર નાવ્યો,
તદા મધનો બીંદુઉ મન ભાવ્યો ॥ ૬ ॥
જેહ દેવલાં આપણી આશ રાખે,
તેહ પીંઢને મન શું લેય ચાખે ॥
દીન હીનની ભીડ તે કેમ ભાજે,
ફુટો ઢોલ હોએ કહો કેમ વાજે ॥ ૭ ॥
અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા,

અલોભી પ્રભુનેં ભજો વીશ્વખ્યાતા ॥
રત્ન ચિંતામણી સારીખો એહ સાચો,
કલંકી કાચના પિંઢશું મત રાચો ॥ ૮ ॥
મંદ બુદ્ધિશું જેહ પ્રાણી કહે છે,
સવી ધર્મ એકત્વ ભૂલો ભમે છે ॥
કીહા સર્વપાને કીહાં મેરૂ ધીરં,
કીહાં કાયરાનેં કીહાં શુરવીરં ॥ ૯ ॥
કીહાં સ્વર્ણથાનં કીહાં કુંભખંડં.
કીહાં કોદ્રવાને કીહાં ખીરમંડં ॥
કીહાં ખીર સિંધુ કીહાં ક્ષારનીરં,
કીહાં કામધેનુ કીહાં છાગ ખીરં ॥ ૧૦ ॥
કીહાં સત્યવાચા કીહાં કૂડવાણી,
કીહાં રંક નારી કીહાં રાય રાણી ॥
કીહાં નારકીને કીહાં દેવ ભોગી,
કીહાં ઈંદ્ર દેહી કીહાં કુષ્ટ રોગી ॥ ૧૧ ॥
કીહાં કર્મઘાતી કીહાં કર્મધારી,
નમો વીરસ્વામી ભજો અન્ય વારી ॥
જિસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી,
રાચે મંદ બુદ્ધિ ધરી જેહ સ્વામી. ॥ ૧૨ ॥
અથીર સુખ સંસારમાં મન માચે,

તે જના મુઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે ॥
તજો મોહ માયા હરો દંભ રોસી,
સજો પુન્ય પોસી ભજો તે અરોસી. ॥ ૧૩ ॥
ગતી ચ્યાર સંસાર અપાર પાંમી,
આવ્યો આશા ધારી પ્રભુ પાય સ્વામી ॥
તુંહી તુંહી તુંહી પ્રભુ પર્મ રાગી,
ભવ ફેરની શ્રૃંખલા મોહ ભાગી. ॥ ૧૪ ॥
માનીએ વીરજિ અર્જ છે એક મોરી,
દીજેં દાસકું સેવના ચરણુ તોરી ॥
પુન્ય ઉદય હુઉ ગુરૂ આજ મેરો,
વીવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ॥ ૧૫ ॥

## ॥ અથ શ્રી ગૌતમાષ્ટકછંદ ॥

વીર જિણેસર કેરો શીષ,
ગૌતમ નામ જપો નિસદિન ॥
જો કીજે ગૌતમનું ધ્યાન,
તો ઘર વીલસેં નવેં નિધાન. ॥ ૧ ॥
ગૌતમ નામે ગીરીવર ચડે,
મન વાંછિત હેલા સંપડે ॥

ગૌતમ નામેં નાવેં રોમ,
ગૌતમ નામેં સર્વ સંજોગ. ॥ ૨ ॥
જે વૈરી વીરૂઆ વંકડા,
તસ નામે નાવેં ઢૂકડા ॥
ભૂત પેત નવી મડેં પ્રાણ,
તે ગૌતમનાં કરૂં વખાણ. ॥ ૩ ॥
ગૌતમ નામેં નિરમલ કાય,
ગૌતમ નામેં વાધે આય ॥
ગૌતમ જિનશાસન સીણગાર,
ગૌતમ નામેં જય જયકાર. ॥ ૪ ॥
ચાલ દાલ સુરહા ઘૃત ગોલ,
મનવંછિત કાપડ તંબોલ ॥
ઘરશું ઘરણી નીરમલ ચીત,
ગૌતમ નામે પુત્ર વીનીત. ॥ ૫ ॥
ગૌતમ ઉદયો અવીચલ ભાણ,
ગૌતમ નામ જપો જગ જાણ ॥
મોટાં મંદિર મેરૂ સમાન,
ગૌતમ નામે સફલ વિહાણ. ॥ ૬ ॥
ઘર મય ગલ ઘોડાની જોડ,

વારૂ પહોચે વંછિત કોડ ॥
મહીયલ માને મોટા રાય,
જો ત્રુઠે ગૌતમના પાય. ॥ ૭ ॥

ગૌતમ પ્રણુમ્યાં પાતક ટલે,
ઉત્તમ નરની સંગત મલે ॥
ગૌતમ નામે નિરમલ જ્ઞાન,
ગૌતમ નામે વાધે વાન. ॥ ૮ ॥

પુન્યવંત અવધારો સહુ,
ગુરૂ ગૌતમના ગુણુ છે બહુ ॥
કહે લાવ સમય કરજોડ,
ગૌતમ ત્રુઠે સંપતિ કોડ. ॥ ૯ ॥

## લાવણી.

તુમ જપો મંત્ર નવકાર, ઉનસે ઉતરોગે ભવપાર;
હોયે તેરી કાયાકો આધાર, સફ્ળ કરલે અપનો અવતાર;
ધ્યાન તુમ મનમાં ધરો નરનાર, ખાણુ દુઃખકો એ હે સંસાર;
કરો પ્રભુ ન્યાલ જિનદાસે, રખો તેરે ચરણો કે પાસે. ૧

# ભાગ ૨ જો.



## श्री विनयविजयोपाध्याय विरचित

## श्री पुन्य प्रकाशनुं स्तवन.



દુહા.

સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીશે જિનરાય;
સદ્‌ગુરૂ સામિનિ સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્ધમાન વડ વીર. ૨
એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામિ. ૩
મુક્તિ માર્ગ આરાધીએ, કહો કિણ પેરે અરિહંત,
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
અતિચાર આળોઈએ, વ્રત ધરીએ ગુરૂ સાખ;
જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળી વોસરાવિએ, પાપ સ્થાન અઢાર;

ચાર સરણ નિત્ય અનુસરો, નિંદો દુરિતાચાર. ૬
શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ;
અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ૮

## ઢાળ ૧ લી.

( એ છિંડી કીહાં રાખી )—એ દેશી.

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર;
એહ તણા ઈહિ ભવ પરભવના, આળોઇએ અતિચારરે,
પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ ૧
ગુરૂ ઓળવીએ નહિ ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન;
સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા૦ ૨
જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાળી;
તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભકિત ન સંભાળીરે. પ્રા૦ ૩
ઈત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ,
આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે. પ્રા૦ ૪
સમક્તિ લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ સ
જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ,
સાધુતણી નિંદા પરિહરજો, ફળ સંદેહમાં રાખરે. પ્રા૦ ૫

મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ,
સામીને ધરમે કરી થીરતા, ભક્તિ પ્રભાવના કરીએરે. પ્રા૦ ૬
સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, આવર્ણવાદ મતિ લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતા ઉવેખ્યો.રે પ્રા૦ ૭
ઇત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ;
આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે. ૮
ચારિત્ર લ્યો ચિત્ત આણી.
પાંચ સુમતિ ત્રણ ગુપ્તિ વિરાધી; આઠે પ્રવચન માય,
સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે.પ્રા.ચા.૯
શ્રાવકને ધરમે સામાયક, પોસહમાં મન વાળી,
જે જયણાપૂર્વક એ આઠે પ્રવચન માય ન પાળીરે પ્રા.ચા.૧૦
ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોળ્યું જેહ. આ. મિછા.
પ્રા. ચા. ૧૧
બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે;
ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીઉં ભગતેરે.પ્રા.ચા. ૧૨
તપ વીરજ આચારે એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ.આ. મિ.
પ્રા. ચા. ૧૩
વળીય વીશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ;
વીર જીનેશર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએ. પ્રા. ચા.



## ઢાળ ૨૭.

( પામી સુગુરૂ પસાય. એ દેશી. )

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ, એ પાંચે થાવર કહ્યાંએ.૧
કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં, કુવા તળાવ ખણાવીયાંએ.૨
ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં, મેડી માળ ચણાવીઆએ.૩
લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે, પૃથ્વીકાયવિરાધીયાએ.૪
ધોયણ નાહણ પાણી ઝીલણ અપકાય, છોતિધોતિ કરી દુહવ્યાએ.
ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા, ભાડભુંજા લિહાળાગરાએ.૬
તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ, રંગણ રાંધણ રસવતીએ.૭
એણીપરે કર્માદાન, પરે પરે કેળવી, તેઉ વાયુ વિરાધીયાએ.૮
વાડી વન આરામ, વાવી વનસ્પતિ, પાન ફૂળ ફૂલ ચુંટીઆંએ.૯
પુંખ પાપડી શાક, શેકયાં સૂકવ્યાં, છેધાં છુધાં આથીઆંએ.૧૦
અળશીને એરંડા, ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયાએ.૧૧
ઘાલી કોલુ માંહે, પીલી શેલડી, કંદમૂળ ફૂળ વેચીયાંએ.૧૨
એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદિયાએ.૧૩
આભવ પરભવજેહ, વળીય ભવોભવ, તે મુજ મિચ્છામિ દુક્કડંએ.૧૪
કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા, ઇઅલપૂરા અલશીયાંએ.૧૫
વાળા જળો ચુડેલ, વિચળીત રસ તણા, વળીઅથાણાંપ્રમુખનાંએ.૧૬
એમ બેઇંદ્રી જીવ, જે મેં દુહવ્યા, તે મુજ મિચ્છામિદુક્કડંએ, ૧૭
ઉદેહી જુ લીખ, માંકડ મંકોડા, ચાંચડ કીડી કુંથુઆએ. ૧૮

ગદ્દીઆં ધીમેલ કાનખજુરીયા, ગીંગોડા ધનેરીયાંએ. ૧૯
એમ તેઈંદ્રીય જીવ, જે મેં દુહવ્યા, તે મુજમિચ્છામિદુક્કડંએ.૨૦
માખી મચ્છરડાંસ, મસા પતંગીયાં, કંસારી કોલીયાવડાએ. ૨૧
ઢીંકણુ વિંછુ તીડ, ભમરા ભમરીયો, કોતાં બગ ખડમાંકડીએ૨૨
એમ ચોરિંદ્રી જીવ, જે મેં દુહુવ્યા,તે મુજ મિચ્છામિદુક્કડંએ૨૩
જળમાં નાંખી જાળરે,જળચરદુહુવ્યા,વનમાંમૃગસંત્તાપીયાએ૨૪
પીડ્યા પંખી જીવ, પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરેએ. ૨૫
એમ પંચેંદ્રી જીવ,જે મેં દુહુવ્યા,તે મુજમિચ્છામિદુક્કડંએ૨૬

## ઢાળ ૩ જી

॥ વાણી વાણી હિતકારીજી ॥ એ દેશી ॥

ક્રોધ લોભ ભય હાંસથીજી, બોલ્યા વચન અસત્ય,
કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે;
જીનજીમિચ્છામિદુક્કડં આજ, તુમસાખે મહારાજરે જીનજી.
દેઇ સારૂં કાજરે, જિનજી,મિચ્છામિદુક્કડં આ૦૧ એ આંકણી.
દેવ મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયા રસ લંપટપણેજી, ઘણું વિટંબ્યો દેહરે. જિનજી ૨
પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેળી આથ;
જે જીહાંની તે તીહાં રહીજી,કોઇ ન આવી સાથરે.જિનજી૩
રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ,

રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે જિનજી.૪
વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાંગ્યાં પચખાણ;
કપટ હેતુ કિરીયા કરીજી, કીધાં આપ વખાણરે જિનજી.૫
ત્રણ ઢાળ આઠે દુહેજી, આળોયા અતિચાર;
શિવગતિઆરાધન તણોજી, એ પહેલો અધિકારરે.જિનજી૬

## ॥ ઢાળ ૪ થી. ॥

### ॥ સાહેલડીની દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રત બાર તો,
યથાશક્તિ વ્રત આદરો સાહેલડીરે, પાળો નિરતિચાર તો. ૧
વ્રત લીધાં સંભારીએ સા૦ હૈડે ધરીય વિચારતો,
શિવગતિ આરાધન તણો, સા૦ એ બીજો અધિકાર તો. ૨
જીવ સવે ખમાવીએ, સા૦ યોનિ ચોરાશી લાખતો;
મન શુધ્ધે કરી ખામણા, સા૦ કોઇ શું રોષ ન રાખતો. ૩
સર્વ મિત્ર કરી ચિંતવો, સા૦ કોઇ ન જાણો શત્રુતો;
રાગ દ્વેષ એમ પરિહરો, સા૦ કીજે જન્મ પવિત્રતો. ૪
સામી સંઘ ખમાવીએ, સા૦ જે ઉપની અપ્રીતિતો;
સજન કુટુંબ કરો ખામણાં,સા૦એ જિન શાસન રીતિતો ૫
ખમીએ ને ખમાવીએ, સા૦ એહજ ધર્મનું સારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ ત્રીજો અધિકાર તો ૬

મૃષાવાદ હિંસા ચોરી, સા૦ ધન મુર્છા મૈથુન તો;
ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્યતો. ૭
નિંદા કળહ ન કીજીએ, સા૦ કુડા ન દીજે આળ તો;
રતિ અરતિ મિથ્યા તજો, સા૦ માયા મોહ જંજાળતો ૮
ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયે, સા૦ પાપસ્થાન અઢારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ ચોથો અધિકાર તો ૯

## ઢાળ ૫ મી.

॥ હવે નિસુણો ઇહાં આવીયાએ ॥ એ દેશી ॥

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસારતો;
કર્યા કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહારતો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો;
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરીએ, ચાર શરણ ચિત્ત ધાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકારતો. ૩
આભવ પરભવ જે કર્યા એ, પાપ કર્મ કેઇ લાખ તો;
આત્મ સાખે તે નિંદીએ એ, પડિકમિએ ગુરૂ સાખતો. ૪
મિથ્યા મતિ વર્તાવિયા એ, જે ભાખ્યા ઉત્સુત્ર તો,
કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યા સુત્ર તો. ૫
ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથીયાર તો;

ભવ ભવ મેલ્લી મુકીયાંએ, કરતાં જીવ સંહારતો. ૬
પાપ કરીને પોષીયાંએ, જનમ જનમ પરિવારતો;
જનમાંતર પાહોત્યા પછીએ, કોઇએ ન કીધી સારતો ૭
આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો. ૮
દુઃષ્કૃતનિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાળ ૬ ઠી.

આદિ તું જોઇને આપણી—એ દેશી.

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ;
દાન શીયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કર્મ.
શેત્રુંજાદિક તિર્થની, જે કીધી જાત્ર;
જુગતે જિનવર પુજીયા, વળી પોખ્યાં પાત્ર. ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિર્ણુદ્ધર જિન ચૈત્ય;
સંઘ ચતુર્વિધ સાચવ્યા. એ સાતે ખેત્ર. ધન૦ ૩
પડિકમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન;
સાધુ સુરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪
ધર્મ કાજ અનુમોદિએ. એમ વારોવાર;
શિવગતિ આરાધન તણો, સાતમો અધિકાર. ધન૦ ૫

ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીએ, એ આતમરામ. ધન૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવિએ સોય. ધન૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ;
છાર ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮
ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો એ, આઠમો અધિકાર. ધન૦૯

## ઢાળ ૭ મી.

હવે અવસર જાણી, કરીએ સંલેખણ સાર;
અણસણ આદરીએ, પચ્ચખી ચાર આહાર;
લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ;
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧
ગતિ ચારે કીધા, આહાર અનંત નિશંક;
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક;
દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ;
એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ૨
ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘ કુમાર;
અણસણ આરાધી પામ્યા ભવનો પાર.

શિવ મંદિર જાશે, કરી એક અવતાર
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩
દશમે અધિકારે, મહામંત્ર નવકાર;
મનથી નવિ મુકો, શિવ સુખ ફલ સહકાર,
એ જપતાં જાયે, દુર્ગતિ દોષવિકાર;
સુપરે એ સમરો, ચૌદ પુરવનું સાર. ૪
જનમાંતર જાતાં, જો પામે નવકાર;
તો પાતીક ગાળી, પામે સુર અવતાર;
એ નવ પદ સરિખો, મંત્ર ન કો સંસાર;
ઇહ ભવ ને પરભવે, સુખ સંપતિદાતાર. ૫
જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય;
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય,
રાણી રત્નવતી બેહુ, પામ્યાં છે સુરભોગ,
એક ભવ પછી લેશે, શિવ વધુ સંજોગ. ૬
શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાળ,
ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલ માળ,
શિવકુમારે જોગી, સોવન પુરૂષો કીધ;
એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭
એ દશ અધિકારે, વીર જિનેશર ભાખ્યો,
આરાધન કેરો વિધિ, જેણે ચિત્તમાં રાખ્યો;

તેણે પાપ પખાળી, ભવ ભય દૂરે નાંખ્યો,
જિન વિનય કરંતા, સુમતિ અમૃત રસ ચાખ્યો. ૮

## ઢાળ ૮ મી.

નમો ભવિ ભાવશું એ—એ દેશી.

સિદ્ધારથ રાય કુળ તિલો એ, ત્રિશલા માત મલ્હારતો,
અવનિ તળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર.
જયો જિન વીરજિએ. ૧
મેં અપરાધ કર્યા ઘણાએ, કહેતાં ન લહુ પારતો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. જયો. ૨
આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો,
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ. જયો. ૩
કરમ અલુજણ આકરાં એ, જનમ મરણ જંજાળ તો,
હું છું એહથી ઉભગ્યો એ, છોડવ દેવ દયાળ. જયો. ૪
આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોળતો;
તુઠયો જિન ચોવીશમો એ, પ્રગટયા પુન્ય કલ્લોલ. જયો.૫
ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ ભકિત તુમ પાય તો;
દેવ દયા કરી દીજિએ એ, બોધ બીજ સુપસાય. જયો. ૬

## કળશ.

ઇય તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;

શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો. ૧
શ્રી વિજયદેવસૂરીંદ પટધર, તીરથ જંગમ ઇણે જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભુસૂરિ, સૂરિતેજે ઝગમગે. ૨
શ્રી હીરવિજય સૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરૂ સમો,
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩
સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસુ એ,
વિજય દશમી વિજય કારણ, કિયો ગુણ અભ્યાસએ. ૪
નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસએ.
નિર્જરા હેતે સ્તવન રચિયું. નામે પુન્ય પ્રકાશ એ. ૫

## સમાપ્ત.



## શ્રી સિદ્ધાચળનાં સ્તવનો.

॥ દુહા. ॥

અકેકું ડગલું ભરે, શેત્રુંજા સામો જેહ;
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શેત્રુંજા સમો તીરથ નહી, રીખવ સમો નહિ દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહીં, વળી વળી વંદુ તેહ. ૨
સિદ્ધાચળ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩

સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
શેત્રુંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ,
દેવ યુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, શેત્રુંજય ગિરનાર;
એક ગઢ રીખવ સમોસર્યા; એક ગઢ નેમકુમાર. ૬
સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિ લિંગ અનંત;
આગે અનંતા સિદ્ધસે, પુજો ભવી ભગવંત. ૭
શેત્રુંજય ગીરિ મંડણો, મરૂદેવીનો નંદ,
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણુંદ. ૮

૧

આંખડીએરે મેં આજ શેત્રુંજો દીઠોરે,
સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયોરે મારા મનનો ઉંમાયો,
વાલા મારા ભવનો સંશય ભાગ્યોરે;
નરકતિર્યંચ ગતિદુર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે શે૦ ૧
માનવ ભવનો લાહો લીજે વા૦ દેહડી પાવન કીજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી પ્રેમે પ્રદક્ષિણા દીજેરે. શે૦ ૨
દુધડે પખાળી ને કેસર ઘોળી, વા૦ શ્રી આદેશ્વર પુજ્યારે,

શ્રી સીચદ્ધાચળ નયણે જોતાં પાપ મેવાસી ધ્રુજ્યારે. શે૦ ૩
શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે વા૦ વીરજીણંદ એમ બોલેરે
ત્રણ્ય ભુવનમાં તીરથ મોટું નહી કોઇ શેત્રુંજા તોલેરે શે૦ ૪
ઈંદ્ર સરીખા એ તીરથની વા૦ ચાકરી ચીત્તમાં ચાહેરે;
કાંયાનીતો કાસળ કાઢી સુરજ કુંડમાં નાહેરે. શે૦ ૫
કાંકરે કાંકરે શ્રી સીદ્ધખેત્રે વા૦ સાધુ અનંતા સિદ્ધારે;
તે માટે એ તીરથ મોટું ઉદ્ધાર અનંતા કીધારે શે૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં વા૦ મેહુ અમીરસ વુઠયારે
ઉદયરત્ન કહે આજ મારે પોતે શ્રી આદિશ્વર તુઠયારે. શે૦ ૭

૨

વિમલાચળ વિમલા પ્રાણી શીતળ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી;
સનેહી સંત એ ગીરી સેવો ચૌદ ક્ષેત્રમાં તીરથ નહી એવો સ૦ ૧
છહરી પાળી ઉલસીએ છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ;
મોહુ મલ્લના સામા ધશીએ વિમલાચલ વેગે વશીએ સ૦ ૨
અન્ય સ્થાનક કર્મ જે કરીએ તે હીમ ગેરી હેઠા હરીએ
પાછળ પરદક્ષણા ફરીએ ભવજલ નીધી હેલા તરીએ સ૦ ૩
શિવ મંદીર ચઢવા કાજે સોપાનની પંક્તિ બીરાજે;
ચઢતાં સમકીતી છાજે દુરભવ્યા ભવ્ય તે લાજે. સ૦ ૪
પાંડવ પમુહા કેઈ સંતા આદેશ્વર ધ્યાન ધરંતા;

પરમાતમ ભાવ ભજંતા સિદ્ધાચળ સીદ્ધ અનંતા સ૦ ૫
ખટમાસી ધ્યાન ધરાવે શુક રાજાનું રાજ નીપાવે;
બહીરંતર શત્રુ હરાવે, શેત્રુંજો નામ ધરાવે. સ૦ ૬
પ્રાણી ધ્યાને ભજો ગીરી જાચો તીર્થંકર નામ નિકાચો
મોહરાયને લાગે તમાચો શુભ વીર વિમલગિરી સાચો સ૦ ૭

૩

સીદ્ધાચળ ગિરી ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં. એ આંકણી.
એ ગીરીવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર;
રાયણ રિખભ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારરે. ધ૦ ૧
મુળનાયક શ્રી આદિ જીનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચાર;
અષ્ઠ દ્રવ્યે પુજો ભવિ ભાવે, સમકીત મુલ આધારરે. ધ૦ ૨
ભાવ ભગતીશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધાર;
જાત્રા કરી ભવીજન શુભ ભાવે, નર્કગતી દુરગતી વારારે. ધ૦ ૩
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉદ્ધારન બીરૂદ તુમારો, એ તીરથ જગ સારારે. ધ૦ ૪
અઢારસેં ત્યાસી માસ અષાડો, વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ક્ષીમારતન પ્રભુ પ્યારારે ધ૦ ૫

૪

મારૂં મન મોહ્યુંરે શ્રી સીદ્ધાચળેરે, મારૂં મન મોહ્યુંરે
શ્રી વીમળાચળેરે;

દેખીને હરખીત થાય, વિધીશું કીજેરે જાત્રા એહનીરે;
ભવ ભવનાં દુઃખ જાય. મારૂં० ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમો તીરથ ન કોય;
મોટો મહીમારે જગમાં એહનોરે, આ ભરતે અહીંયાં જોય. મારૂં૦૨
એ ગીરી આવ્યારે જિનવર ગણધરારે, સીધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગીરી ફરસતાંરે હોવે કરમની શાંત. મારૂં० ૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તીરથ એ સ્તંભ;
સુરનર કીન્નર નૃપ વિદ્યાધરારે, કરતા નાટા હો રંગ. મારૂં० ૪
ધન ધન દહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ હૃદય મોઝાર;
જ્ઞાનવિમળ સુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવેરે પાર મારૂં०૫

૫

ચાલો સખી સીદ્ધાચળ જઇએ, ચાલો સખી વિમલાચળ જઇએ,
કે ગીરીવર દેખી સુખ લઇએ.
કે પાલીતાણે જઇ રહીએ. ચાલો० ૧
કે એ ગીરી યાત્રાએ જે આવે, કે ભવ ત્રીજે સિદ્ધિ જાવે;
કે અજરામર પદવી પાવે. ચાલો० ૨
કે યાત્રા નવાણું કરીએ, કે નવકાર લાખ ખરા ગણીએ;
કે ભવસાગર સેહજે તરીએ. ચાલો० ૩
કે છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ, કે મોહરાજા સામા ધશીએ;

કે વેગે શીવપુરમાં વસીએ. ચાલો૦ ૪
કે સર્વ તીરથનો એ રાજા, કે સુરજકુંડમાં જળ તાજા;
કે રોગીઆ નર તે થાય સાજા. ચાલો૦ ૫
કે કેશર ચંદન ઘશી ઘોલી, કે કસ્તુરી બરાસ ભેલી;
કે પુજો સર્વ મળી ટોળી. ચાલો૦ ૬
કે પુજીને ભાવના ભાવો, કે કેવલજ્ઞાન યુગલ પાવો;
કે જો હોવે શીવપુરમાં જાવો. ચાલો૦ ૭
કે અઢાર અઠોતેરા વરસે, કે મહા વદી પંચમી દીવસે;
કે ભેટયા શ્રી આદીશ્વર ઉલટે. ચાલો૦ ૮
કે એહ ઉત્તમ પદની સેવા, કે દેજો મુજને દેવાધિદેવા;
કે શીવરૂપી લખમીને સુખ મેવા. ચાલો૦ ૯

૬

તે દીન ક્યારે આવશે, શ્રી સીદ્ધાચળ જાશું;
રૂષભ જીણંદ જુહારીને, સુરજકુંડમાં નાહાશું. તે૦ ૧
સમવસરણમાં બેસીને, જીનવરની વાણી;
સાંભળશું સાચે મને, પરમારથ જાણી. તે૦ ૨
સમકીત વ્રત સુધાં ધરી, સદ્ગુરૂને વંદી;
પાપ સરવ આલોઇને, નીજ આતમ નંદી. તે૦ ૩
પડિક્કમણાં દોય ટંકનાં, કરશું મન કોડે;
વિષય કષાય વિસારીને, તપ કરશું હોડે. તે૦ ૪

વાહલાને વેરી વચ્ચે, નવી કરવો વહેરો;
પરના અવગુણ દેખીને, નવી કરવો ચહેરો. તે૦ ૫
ધરમ સ્થાનક ધન વાવરી, છકાયને હેતે;
પંચ મહાવ્રત લેઇને, પાલશું મન પ્રીતે. તે૦ ૬
કાયાની માયા મેલીને, પરીસહને સહેશું;
સુખ દુઃખ સરવે વીસારીને, સમભાવે રહેશું, તે૦ ૭
અરિહંત દેવને ઓળખી, ગુણ તેહના ગાશું;
ઉદયરતન એમ ઉચરે, ત્યારે નીર્મળ થાશું. તે૦ ૮

૭

શ્રીરે સીદ્ધાચળ ભેટવા મુજ મન અધીક ઉમાયો;
રીખવજીણંદ પુજા કરી લીજે ભવતણો લાહો. શ્રીરે૦ ૧
મણીમય મુરત રિખભની નિપાઇ અભિરામ;
ભુવન કરાવ્યાં કનકનાં રાખ્યાં ભરતે નામ શ્રીરે૦ ૨
નેમ વિના તેવીસ પ્રભુ આવ્યા સીદ્ધખેત્ર જાણી;
શેત્રુંજા સમો તીરથ નહીં બોલ્યા સીમંધર વાણી શ્રીરે૦ ૩
પુરવ નવાણુ સમોસર્યા સ્વામી રિખવ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા પામ્યા પરમાનંદ. શ્રીરે૦ ૪
પુરવ પુન્ય પસાયથી પુંડરીકગીરી પાયો;
કાંતિવિજ્ય હરખે કરી શ્રી સીદ્ધાચળ ગાયો. શ્રીરે૦ ૫

૮

માતા મરૂદેવીના નંદ,દેખી તાહરી મુરતી મારૂં મન લોભાણુંજી;
મારૂં દીલ લોભાણુંજી,મારૂં ચીત ચોરાણુંજી, દેખી૦ એ આંકણી.
કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે, કાંઈ ધનુષ પાંચસે માન. મા૦ ૧
ત્રીગડે બેસી ધર્મ કહંતાં, સુણે પર્ષદા બાર;
યોજન ગામીની વાણી મીઠી, વરસંતી જળધાર. મા૦ ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ;
પાયે નેપુર રણઝણે કાંઇ કરતી નાટારંભ. મા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણ હાર;
તુજ સરીખો નહીં દેવ જગતમાં, અરવડીઆ આધાર. ૪
તુંહીજ ભ્રાતા તુંહીજ ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુરનર કીન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. મા૦ ૫
શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા રિષભ જિણંદ;
કીરતી કરે માણેકમુની તારી, ટાળો ભવના ફંદ. મા૦ ૬

૯

ઋષભ જીણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઈ અલગા વસ્યા તિહાં કીણે નવિ હો કોઇ વચન. ઉચ્ચાર.૧
કાગળ પણ પહોંચે નહિ, નવી પહોંચે હો તિહાં કો પરધાન

જે પહોંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોઇનું વિવધાન. ૨
પ્રીત કરે તે રાગીઆ, જનવરજી હો તમે છો વીતરાગ;
પ્રીતડી જે અરાગીથી, મેળવવી હો લોકોતર માગ. ૩
પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કીણુ ભાતે હો કહો બને બનાવ. ૪
પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એક તત્વતા હો દાખી ગુણુ ગેહ. ૫
પ્રભુજીને અવલંબતાં નિજ પ્રભુતા હો પ્રગટે ગુણુ રાશ;
દેવચંદ્રની શેવના આપે મુજ હો અવિચલ સુખ વાસ. ૬

## અથ શ્રી સમેત શીખરગિરીનું સ્તવન.

ક્રીડા કરી ઘેર આવિઓ. ॥ એ દેશી.

સમેત શીખર જીન વંદીયે, મહોટું તીરથ એહરે;
પાર પમાડે ભવતણો, તીરથ કહીયે તેહરે. સ. ૧
અજીતથી સુમતી જીણુંદ લગે સહસ મુની પરીવારરે;
પદ્મપ્રભુ શીવ સુખ વર્યાં, ત્રણુસેં અડ અણુગારરે સ. ૨
પાંચશેં મુની પરીવારશું, શ્રી સુપાસ જીણુંદરે,
ચંદ્રપ્રભુ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણીંદરે સ. ૩
છહજાર મુનીરાજશું, વીમલ જીનેશ્વર સીધારે;
સાત સહસ શું ચઉદમા; નીજ કારજ વર કીધાંરે. સ. ૪

એકશો આઠશું ધર્મજી, નવશેં શું શાંતીનાથરે;
કુંથુઅર એક સહસ શું, સાચો શીવપુર સાથરે સ. ૫
મલ્લિનાથ શત પાંચશું, મુની નમી એક હજારરે;
તેત્રીશ મુનીયુત પાશજી, વરીયા શીવસુખ સારરે. સ. ૬
સતાવીશ સહસ ત્રણશેં, ઉપર ઓગણ પચાશરે;
જીન પરીકર બીજા કેઈ, પામ્યા શીવપુર વાસરે. સ. ૭
એ વીશે જીન એણે ગીરી, સીધ્ધા અણુસણુ લેઇરે;
પદ્મવીજય કહે પ્રણમીને, પાસ સામલનું ચેઇરે. સ. ૮

## ગીરનારજીનું સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંથરે, પ્રીતમજી૦
આઠ ભવની પ્રીતડી તોડી તાત. મારા પ્રીતમજી૦
નવમે ભવ પણ નેહ આણ્યો મુજરે, પ્રીતમજી૦
તો શે કારણ એટલે આવવું તુજ. મારા પ્રીતમજી૦
એક પોકાર સુણી તીરયંચના ઇમરે, પ્રીતમજી૦
મુકો અબળા રોતી પ્રભુજી કીમ. મારા પ્રીતમજી૦
ખટ જીવના રખવાળમાં સીરદારરે, પ્રીતમજી૦
તો કેમ વીલવતી સ્વામી મૂકો નાર. મારા પ્રીતમજી૦
શીવવધુ કેરૂં એવું કેવું રૂપરે, પ્રીતમજી૦
મુજ મૂકીને ચીત્તમાં ધરી જીન ભુપ. મારા પ્રીતમજી૦
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે. પ્રીતમજી૦

ઘાતી કરણ ખપાવીને નીરધાર. મારા પ્રીતમજી૦
કેવળ રીદ્ધી અનંતી પ્રગટ કીધરે, પ્રીતમજી૦
જાણી રાજુલ ઈમ પ્રતિજ્ઞા લીધ. મારા પ્રીતમજી૦
જે પ્રભુએ કીધું કરવું તેહરે, પ્રીતમજી૦
એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ, મારા પ્રીતમજી૦
પ્રભુ પહેલા નિજ સોકયનું જોવા રૂપરે. પ્રીતમજી૦
કેવળજ્ઞાન લહીં થઈ સીદ્ધ સ્વરૂપ. મારા પ્રીતમજી૦
શીવવધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે, પ્રીતમજી૦
પદ્મ કહે પ્રભુ રાખો અવીચળ પ્રેમ. મારા પ્રીતમજી૦

## અથ શ્રી અષ્ટાપદજીનું સ્તવન.

અષ્ટાપદ ગિરિ જાત્રા કરણકું, રાવણ પ્રતિહરિ આય ॥
પુષ્પક નામ વિમાનમાં બેસી, મંદોદરી સુહાયા ॥
શ્રી જિન પૂજી લાલ, સમકિત નીરમલ કીજે ॥
નયણે નીરખી લાલ, નરભવ સફલો કીજેં ॥
હઇડે હરખી લાલ, સમતા સંગ કરીજેએ આંકણી ॥ ૧ ॥
ચઉમુખ ચઉગતિ હરણ પ્રસાદે, ચઉવિસે જીન બેઠા
ચઉદિશિ સિંઘાસન સમ નાસા, પુરવ દિશિ હોય જીઠા ॥શ્રી॥૨॥
સંભવ આદે દક્ષિણ ચ્યારે, પશ્ચીમે આઠ સુપાસા ॥
ધર્મ આદિ ઉતર દસ જાણો, એવં જિન ચઉવિસા ॥ શ્રી. ॥૩॥

બેઠા સિંહ તણે આકારે; જિણહર ભરતે કિધો ॥
રયણબિંબ મુરતિ થાપીને; જગ જસ વાદ પ્રસિધ્ધો ॥શ્રી ॥૪॥
કરે મંદોદરી રાણી નાટક, રાવણ તંતી બજાવે ॥
માદલ વિણુ તાલ તંબુરો, પગરવ ઠમ ઠમકાવે ॥શ્રી.॥૫॥
ભકિત ભાવે એમ નાટીક કરતાં, ત્રુટિ તંતી વીચ્ચાલેં ॥
સાંધી આપ નસા નીજ કરની, લઘુ કલાસ્યું તતકાલે ॥શ્રી.॥૬॥
દ્રવ્ય ભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષગ્ર પદ સાધ્યું ॥
સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું ॥શ્રી. ॥૭॥
ઇણીપેર ભવીજન જઇ જિન આગે, બહુપરે ભાવના ભાવે ॥
જ્ઞાનવિમલ ગુણ તેહના અહ નીસ, સુર નર નાયક ગાવે ॥શ્રી. ॥૮॥

## અથ શ્રી આબુગિરિ સ્તવન.

॥ ડોસી તારો દીકરો દ્વારીકાં જાય છે ॥ એ દેશી ॥

આબુગીરી રાજનાં દેવલ વખણાય છે,
મને દેખી લવું દેખી લવું થાય છે એ આંકણી ॥ આબુ. ॥
સંસારી ઉપાધી મને ગમતી રે નથી ।
દેવલમાં દીલ તણાય છે ॥ આબુ૦ ॥ ૧ ॥
દેરાણી જેઠાણીના ગોખલાદીકની ।
કોરણી અજબ ગણાય છે ॥ આબુ૦ ॥ ૨ ॥
આદીનાથ નેમીનાથ તણાં બે ।
દુનીયામેં દહેરાં પંકાય છે ॥ આબુ૦ ॥ ૩ ॥

એહવાં મંદીરનાં દર્શન કરતાં ।
પાપ પાતાલે જાય છે ॥ આબુ૦ ॥ ૪ ॥
ત્રીજીરે વાર ઇહાં યાત્રા કરીને ॥
હંસ આનંદ અતી પાય છે ॥ આબુ૦ ॥ ૫ ॥

## અથ કેશરીઆજીનું સ્તવન.

કેશરીયાવાલા, જો લજ્જા રાખશો તો રેહેશે. એ આંકણી.
સાહેબ કલીજુગ કેરા કુડકપટમેં, સાચ નહી લવલેશે કેશ૦ ૧
જુઠા બોલો કોણ ધારશે, ગીરૂઆના ગુણગાશે. કેશ૦ ૨
સાહેબ તમે હમારે હમે તમારે, પ્રીત સદા નીર્વહેશે. કેશ૦ ૩
આ સંધાતે દેહ હશે તો, ફરી ફરીને કેશે. કેશ૦ ૪
સાહેબ છેલ છોગાલા દેવ દયાલા, ધુલેવા ધણીને ધ્યાશે. કેશ૦ ૫
ઋષભદાસની આશા ફલશે, ભવભવનાં દુઃખ ટલશે. કેશ૦ ૬

## શ્રી તીર્થમાળાનું સ્તવન.

શેતરૂંજે રીખવ સમોસર્યા, ભલા ગુણ ભર્યારે
શિધ્યા સાધુ અનંત, તીરથ તે નમુરે
ત્રણ કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયારે.
નેમીશર ગિરનાર. તીરથ. ૧
અષ્ટાપદ એક દોહરો, ગિરિ સેહેરારે,
ભરતે ભરાવ્યાં બીંબ. તીરથ. ૨

આબુ ચોમુખ અતિ ભલો, ત્રિભુવન તીલોરે
વિમલ વસે વસ્તુપાલ. તીરથ. ૩
સમેતશિખર શોહામણો રળીઆમણોરે
સિધા તીર્થંકર વીસ તીરથ. ૪
નગરી ચંપા નીરખીએ, હ્રયડે હરખીયેરે
સિધા શ્રી વાસુપૂજ્ય. તીરથ. ૫
પુરવદીશા પાવાપુરી, રીધે ભરીરે
મુગતિ ગયા મહાવીર. તીરથ. ૬
જેસલમેર જુહારીએ દુઃખ વારીએરે
અરિહંત બિંબ અનેક તીરથ. ૭
વાંકાનેરજ વંદીએ ચીર નંદીએરે
અરિહંત દેરાં આઠ તીરથ. ૮
સોરીસરા સંખેસરો, પંચાસર
ફલોધિ થંભણ પાસ. તીરથ. ૯
અંતરીક અજાવરા, અમી ઝરોરે
જીરાવલો જગનાથ તીરથ. ૧૦
તીલોકય દીપક દેહરો, જાતરા કરોરે
રાણકપુર શહેર. તીરથ. ૧૧
લાડુલાઇ જાદવો, ગોડીસ્તવોરે
શ્રી વરકાણો પાસ. તીરથ. ૧૨

નંદીસ્વરનાં દેહરાં બાવન ભલાંરે
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તીરથ. ૧૩
સાસ્વતિ અસાસ્વતી, પ્રતિમા છતીરે
સ્વર્ગ મૃત્યુ પાતાલ. તીરથ. ૧૪
તીરથ જાગા ફળ તીહાં, હોજ્યો મુજ ઈહારે
સમય સુંદર કહે એમ. તીરથ તે નમુરે. ૧૫

## શ્રી પંચતિર્થનું સ્તવન.

( ચોવીશચોકની દેશી. )

હે સાહેબજી, નેક નજર કરી સેવકને તારો.
હે સાહેબજી, મેહેર કરી પૂજાનું ફળ મુને આલો.
પ્રભુ તુજ મુરતી મોહનવેલી; પૂજેસૂર અપછરા અલબેલી;
વર ઘનસાર કેશરશું ભેળી. હે સાહેબજી૦ ૧
સિદ્ધાચળ તીર્થ ભવો સેવો, ચૌદક્ષેત્રે તીરથ નહી એવો;
એમ બોલે દેવાધિ દેવો. હે સાહેબજી૦ ૨
ગીરનારે જઇએ નેમ પાસે, ઈહાં ભવીજન સીદ્ધી જાશે,
જસ ધ્યાને પાતીકડાં નાસે. હે સાહેબજી૦ ૩
આબુગઢે આદીજીનરાયા નેમનાથ શીવાદેવી જાયા;
જસ ચોસઠ ઈંદ્ર ગુણ ગાયા. હે સાહેબજી૦ ૪

વળી સમેતશીખરે જગના ઇશ, ગયા મોક્ષે જીનરાજ વીશ;
ધ્યેય ધ્યાવો ભવીજન નીશ દીન. હે સાહેબજી૦ ૫
અષ્ટાપદે સકળ કર્મ ટાળી, પ્રભુ વરીયા શીવવધુ લટકાળી;
આદીશ્વર પુજતાં દીવાળી. હે સાહેબજી૦ ૬
એ આદે તીર્થ પ્રણમો મનરંગે, વળી પૂજો પ્રભુને નવ અંગે;
કહે ધર્મચંદ્ર અતી ઉમંગે. હે સાહેબજી૦ ૭

## અથ ભોયણીના શ્રી મલ્લીનાથજીનું સ્તવન.

માતા મારૂદેવીના નંદ—એ રાગ.

માતા પ્રભાવતીનાનંદ, મલ્લીનાથ મહારાજા ભોયણી ભલે બીરાજોજી
ઓગણીસેં ત્રીસના વૈશાખે, પુનમ દીન ઉદ્યોત;
કેવળ પટેલના ખેતરમાંથી, પ્રગટી જાગતી જ્યોત. માતા૦ ૧
કુકવાયને ભોયણી વચ્ચે, વાદ થયો તે ઠામ,
એક કહે પ્રભુને લેઈ જઇયે, બીજા કહે અમ ગામ. માતા૦ ૨
વૃધ્ધ કહે હઠવાદ કરો નહી, પ્રભુ ઇચ્છા ત્યાં જાય;
વગર બળદને ગાડે સ્થાપ્યા, પણ ત્યાં અચરજ થાય. મા૦ ૩
કુકવાય ભણી કર્યો ઉંટડો, વળ્યો ભોયણી આપ;
વગર બળદીયે ગાડુ ચાલ્યું એ પ્રભુનો પરતાપ મા૦ ૪
ભોયણીમાં અમથાના ઘરમાં પધરાવ્યા પ્રભુ તામ;
મલ્લીનાથને કાઉસગીયા બે, સ્થાપ્યા વીધીવીણ શ્યામ, મા૦ ૫

ગામ ગામને ઠામ ઠામમાં, પ્રસર્યો પ્રભુ પ્રભાવ;
જાત્રા નીમીતે સંઘ બહુ આવે, સહુસ્ત્ર રંકને રાવ. મા૦ ૬
વર્ણ અઢારે પ્રભુને માને, આશ ફળે ભરપુર;
ચમત્કાર દેખીને દુનીયા, આવે પ્રભુ હજુર. મા૦ ૭
ભુવન વેદ ભકતી શશી વરસે, મહા સુદ દસમ્ શ્રીકાર;
નવીન ચૈત્યમાં પ્રભુ બીરાજ્યા; વરત્યો જયજયકાર. મા૦ ૮
નલીની ગુલ્મ વૈમાન બનાવ્યું, મનહર ચૈત્ય વીશાળ;
મણીમય સ્તંભની રચના કીધી, શીખરબંધ ઉજમાળ. મા૦ ૯
શીખર પતાકા ગગને ફરકે, નભથી કરે વીવાદ;
શૃંગા જેવું જીન મંદિર ચડી, ઉતર્યો તારો નાદ. મા૦ ૧૦
કળીયુગમાં એ સાચો સાહેબ, દીન દુઃખ ભંજન દેવ;
પરચ્યાપુરે ચીંતા ચુરે, પ્રગટયા પ્રભુ સ્વમેવ. મા૦ ૧૧
વરસે વરસે વરસગાંઠ દીન, મેદની ભલી ભરાય;
શેઠજી મનસુખભાઈ તરફથી, સ્વામી વાસ્તલ થાય. મા૦ ૧૨
ધ્યાન પ્રભુનું જે જન ધરસે, તરશે તે સંસાર;
આધી વ્યાધી જશે ઉપાધી. થશે સમાધી સાર. મા૦ ૧૩
યુગ્મ ખંડ ભકતી શશી વરસે, માઘ દશમ રવિવાર;
વરસગાંઠ દીન સ્તવ્યો પ્રભુજી, વૃદ્ધી નેમ અણુગાર. મા૦ ૧૪



## અથ શ્રી શંખેશ્વરજીનું સ્તવન.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો.
સેવક અરજ કરે છે રાજ, અમને શીવ સુખ આપો. એ આંકણી
સહુકોનાં મન વંછીત પુરો, ચિંતા સહુની ચુરો;
એવું બિરદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દુરે. સે૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. સે૦ ૩
લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિસણ દીજે;
ધુંઆડે ધીજું નહી સાહિબ, પેટ પડયાં પતીજે. સે૦ ૪
શ્રી શંખેશ્વર મંડણ સ્વામી, વિનતડી અવધારો;
કહે જીન હર્ષ મયા કરી મુજને, ભવ સાગરથી તારો. સે૦ ૫

## અજીતનાથનું સ્તવન.

### નિંદ્રલડી વેરણ હોઇ રઇ—એ દેશી.

અજીત જીણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે
માલતી ફુલે મોહીઓ, કીમ બેસે હો બાવલ તરૂ ભ્રંગકે; અ. ૧
ગંગાજલમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મલાર કે
સરોવર જલધર જળ વિના, નવિ ચાહે હો જગચાતક બાલ કે અ. ૨
કોકિલ કલ કુજીત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે,

ઓછા તરૂવર નહિ ગમે ગિરૂઆશું હો હોએ ગુણનો પ્યારકે, અ. ૩
કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદની હો ધરે ચંદશું પ્રીત કે,
ગોરી ગિરિશ ગિરિધર વિના નવીચાહે હો કમલા નિજ ચિતકે;અ ૪
તિમ પ્રભુશું મન રમ્યું ,બીજા શું હો નવિ આવે દાય કે;
શ્રી નયવિજય વિબુધ તણો,
વાચક જસ હો નિત નિત્ય ગુણ ગાય કે. અ. ૫ ઇતિ.

## અથ શ્રી શંભવનાથજીનું સ્તવન.

સાહિબ સાંભળો રે, સંભવ અરજ અમારી.
ભવોભવ હું ભમ્યો રે, ન લહિ સેવા તુમારી.
નરક નિગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમીઓ,
તુમ વિના દુખ સહ્યાંરે, અહોનીશ ક્રોધેધમધમિયો. સા૦ ૧
ઇંદ્રિય વશ પડયો રે પાળ્યાં વ્રત નવિ સૂસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર હુંસે,
વ્રત ચિત્ત નવી ધરયાં રે બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડલું ખોલ્યું. સા૦ ૨
ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાલ્યું,
શ્રી જીન આણશું રે, મેં નવી સંજમ પાલ્યું.
મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નીરસ પીંડ ઉવેખ્યો. સા૦ ૩

નર ભવ દોહિલો રે, પામી મોહ વસ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિઓ.
કામ ન કો સર્યાં રે, પાપે પીંડ મેં ભરીઓ,
શુદ્ધ બુદ્ધ નવિ રહિ રે, તેણે નવિ આતમ તરીયો. સા૦ ૪
લક્ષ્મીને લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મલી રે, મલી તો નવી રહી રાખી.
જે જન અભિલખે રે, તે તો તેહથી નાસે;
તૃણ સમ જે ગણે રે, છેહની નિત રહે પાસે. સા૦ ૫
ધન ધન તે નરા રે, એહનો મોહ વછોડી;
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;
અભક્ષ તે મેં ભખ્યાં રે, રાત્રી ભોજન કીધાં;
વ્રત નવિ પાળીયાં રે, જેહવા મુળથી લીધાં. સા૦ ૬
અનંત ભવ હું ભમ્યો રે, ભમતા સાહિબ મલિયો;
તુમ વિના કોણ દિયેરે, બોધ રયણ મુજ બળીયો;
સંભવ આપજો રે ચરણ કમલ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધી દેવા. સા૦ ૭

## શ્રી અનંતજીનનું સ્તવન.

સાહેલડિયાં. એ દેશી.

શ્રી અનંત જીનશું કરો, સાહેલડિયાં.

ચોલ મજીઠનો રંગરે, ગુણ વેલડિયાં.
સાચો રંગ તે ધર્મનો, સાહેલડિયાં
બીજો રંગ પતંગરે, ગુણ વેલડીયાં. ૧
ધર્મ રંગ જીરણ નહીં, સા. દેહ તે જીરણ થાયરે; ગુ.
સોનું તે વીણસે નહી, સા. ઘાટ ઘડામણ જાયરે. ગુ૦ ૨
તાંબુ જે રસ વેધિયું, સા. તે હોય જાચું હેમરે; ગુ.
ફરી ત્રાંબુ તે નવી હુએ, સા. એહવો જગ ગુરૂ પ્રેમરે. ગુ.૩
ઉત્તમ ગુણ અનુરાગથી, સા. લહીએ ઉત્તમ ઠામરે. ગુ.
ઉત્તમ નિજ મહીમા વધે, સા. દીપે ઉત્તમ ધામરે. ગુ. ૪
ઉદક બીંદુસાયર ભલ્યો, સા. જીમ હોય અખય ભંગરે. ગુ.
વાચક યશ કહે પ્રભુ ગુણે, સા,તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુ.૫

## અથ શ્રી ધર્મનાથનું સ્તવન.

( હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચારજો. એ દેશી. )

હાંરે મારે ધર્મ જીણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવડલો લલચાણો જીનજીની ઓલગેરેલો;
હાંરે મુને થાશે કોઇક સમે પ્રભુ સુપ્રસન્નજો,
વાતલડી તવ મહારી સવી થાસે વગેરેલો. ૧
હાંરે કોઈ દુર્જનનો ભંભેર્યો માહરો નાથજો,
ઓળવસ્યે નહી ક્યારે કીધી ચાકરીરે લોલ;

હાંરે મારા સ્વામી સરખો કુણુ છે દુનિયા માંહેજો,
જાઇએ રે જીમ તેહને ઘર આશા કરીરેલો. ૨
હાંરે જસ સેવાંસેતી સ્વારથની નહીં સિદ્ધજો,
ઠાલીરે શી કરવી નેહથી ગોઠડીરેલો;
હાંરે કાંઇ જુઠું ખાય તે મીઠાઇને માટેજો,
કાંઇરે પરમારથ વીણુ નહીં પ્રીતડીરેલો. ૩
હાંરે પ્રભુ અંતરજામી જીવન પ્રાણુઆધારજો,
વાહ્યોરે નવી જાણ્યો કલીયુગ વાયરોરેલો;
હાંરે મારો લાયક નાયક ભકતવત્સલ ભગવંત,
વારૂરે ગુણુ કેરો સાહિબ સાયરોરેલો. ૪
હાંરે પ્રભુ લાગી મુજને તાહારી માયા જોરજો,
અળગારે રહ્યાથી હો ઓસિંગલોરેલો;
હાંરે કુણુ જાણે અંતરગતની વિણુ મહારાજજો,
હેજેરે હસી બોલો છાંડી આંબળોરેલો. ૫
હાંરે તારે મુખને મટકે અટકયું માહારૂં મનજો,
આંખલડી અણીયાલી કામણુગારડીરેલો;
હાંરે મારે નયણાં લંપટ જોવે ખીણુ ખીણુ તુજજો,
રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયાંરેલો. ૬
હાંરે પ્રભુ અલગો તો પણુ જાણુજ્યો કરીને હજુરજો.
તાહરીરે બલીહારી હું જાઉં વારણેરેલો;

 

હાંરે કવિ રૂપ વિબુધનો મોહન કરે અરદાસજો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતી ઘણીરેલો. ૭

## અથ શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

આવો રે આવો પાસજી મુજ મળીયારે
મારા મનના મનોરથ ફળીયા. આ૦ એ આંકણી
તારી મુરતી મોહનગારીરે, સહુ સંઘને લાગે છે પ્યારી રે;
તમને મોહી રહ્યા સુર નર નારી. આ૦ ૧
અલબેલી મુરત પ્રભુ તારીરે, તારા મુખડા ઉપર જાઉ વારીરે;
નાગ નાગણિની જોડ ઉગારી. આ૦ ૨
ધન્ય ધન્ય દેવાધિદેવારે, સુરલોક કરે છે સેવા રે;
હમને આપોને શિવપૂર મેવા. આ૦ ૩
તમે શિવ રમણિના રસિયા રે, જઇ મોક્ષપુરીમાં વસિયારે,
મારા હૃદય કમળમાં વસિયા. આ૦ ૪
જે કોઇ પાસ તણા ગુણ ગાશેરે, ભવ ભવના તે પાતિક જાશેરે;
તેનાં સમકિત નિર્મળ થાશે. આ૦ ૫
પ્રભુ ત્રેવિશમા જિન રાયા રે, માતા વામાદેવીના જાયા રે;
હમને દરિશન દોને દયાળા. આ૦ ૬
હું તો લળી લળી લાગું પાયરે, મારા ઉરમાં તે હરખ ન માયરે;
એમ માણેકવિજય ગુણ ગાય. આ૦ ૭

૨

પ્યારા પાસજીહોલાલ દીનદયાલ મુનેનજરેનીહાલ
રાતા જેવા ફુલડા નીલા જેવો અંગ
આજ તારી આંગીઓનો કંઇ રૂડો બન્યો રંગ. પ્યારા પાસજી.
જોગીવાડે જાગતોને માતો ધીગડ મલ
શામળો શોહામણો કોઈ જીતા આઠે મલ. પ્યારા૦
તું છે મારો સાહેબોને હું છું તારો દાસ
આશ પુરો દાસની કંઇ સાંભળી અરદાસ. પ્યારા૦
દેવ સઘળા દીઠા તેમાં એક તું અવલ
લાખેણું જોઇ લટકુ તારૂ દેખી રીઝે દલ, પ્યારા૦
કોઈ નમે પીરને ને કોઈ નમે રામ
ઉદય રત્ન કહેરે પ્રભુ મારે તુમસે કામ. પ્યારા૦

## અજરાપાર્શ્વનાથનું સ્તવન.

( ગરબાની દેશી. )

હાંરે મારે આજની ઘડી તે રળીઆમણીજો,
અજરા પાસજી પુજ્યાની વધામણીજો. મારે આજની. ૧
પુરો પુરોરે રે ...શણુ સાથીઓજો;
મારે મંદીર પધારો પાસ હાથીઓજો. મારે આજની. ૨
હુંતો મોતીડાના ચોક પુરાવતીજો;
અજરાપાસજીની આંગીઓ ગાવતીજો. મારે આજની. ૩

હું તો ચંબેલીના થંભ રોપાવતીજો;
અજરાપાસજીને પધરાવતીજો. મારે આજની. ૪
કહે રૂપચંદ સ્વામીનો દીઠડો જો;
મારા હૃદયકમળ લાગે મીઠડો જો; મારે આજની. ૫

## અથ શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

( રાગ ધનાશ્રી )

ગિરૂઆરે ગુણ તુમતણા, શ્રી વર્દ્ધમાન જીન રાયારે,
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉરે.
અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસેરે;
જે માલતી ફુલે મોહીઓ, તે બાવલ જઇ નવી બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગ રાચ્યાને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જસ કહે માહરે, તું જીવ જીવન આધારોરે, ગિ૦ ૫

## મહાવીરને સંદેશો.

પંથીડા સંદેશો કેજો મારા નાથને,
વર્ધમાન જે ચોવીસમો જીનરાયજો

રાજ ઇહાંથી સાત ઉંચા તમે જઇ રહ્યા
ધ્યાંતાં નરના બેઠા હૃદય મોઝારજો. પંથીડા. ૧
જે દીનથી પ્રભુ આપ ઇહાંથી સીધાવીયા
તે દીનથી પ્રભુ જ્ઞાન ખજાનો લુંટાયજો
આપે જે નર રક્ષાકાર કર્યા હુતા
તેતો સરવે આપ કેડે સીધાયજો. પંથીડા. ૨
કેવળ મન પ્રજવ દ્દો નાસી ગયાં,
લઘુ ભ્રાતા તસ ઉહી નાણુપણુ જાયજો;
આવ્યો અજ્ઞાન અંધારાને સાથે લહી
પ્રસર્યો ભરતના ચારે ખુણા માંયજો, પંથીડા. ૩
આપે જે પ્રભુ ધર્મવૃક્ષ રોપ્યો હતો,
તેતો ખંડોખંડ કરી વેચાયજો;
દીગંબર સ્વેતાંબર આદી અનેકજો,
નીજ નીજ મતીએ ગચ્છા ગચ્છ ઠરાયજો. પંથીડા. ૪
એવા પંથ છતાં એ મન તુપ્ત ન થયો,
તેણે કચ્છમાં એક અવધી પંથ જગાયજો;
કહે જીવદાસ મુઝાયો પંથ દેખી ઘણા,
કેમ કરી પહોચું આપ કને સો કહેવાયજો. પંથીડા. ૫

 

# અથ શ્રી સીમંધર સ્વામીનું સ્તવન

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો;
મુજ વિનતડી, પ્રેમ ધરિને એણિપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે,
જ્ઞાન દરિસણ જેહને ક્ષાયક છે. સુણો૦ ૧
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકગિણિ નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પર્ષદા માંહી બિરાજેછે, જસ ચોત્રીસ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીયે ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને તે પડીબોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવીજન મોહે છે. સુણો૦ ૪
તુમ શેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દુરે વસીઓ છું;
મહા મોહરાય કર ફસીઓ છું. સુણો૦ ૫
પણ સાહીબ ચિત્તમાં ધરીઓ છે, તુમ આણા ખડગ કર ગ્રહીઓ છે;
પણ કાંઇક મુજથી ડરીઓ છે. સુણો૦ ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શુરો;
તો વાધે મુજ મન અતિ નુરો. સુણો૦ ૭

# પરચુરણ સ્તવનો.



હો સાહેબજી પરમાતમ પુજ્યાનું ફળ મુજ આપો;
હો સાહેબજી લાખેણી પુજાએ સેં ફળ નાપો. એ આંકણી
ઉત્તમ ઉત્તમ ફળ હું લાવું, અરીઆને આગળ મુકાવું
આગમવિધિ પૂજા વીરચાવું, ઉભો રહીને ભાવના ભાવું. હો.
જિનવર જિમ આગમ એકરૂપે. શેવતાં ન પડો ભવ કુંપે;
આરાધનફળ તેહના કહીએ. આ ભવ માંહીસુખીયાંથઇએ હો.
પરભવ સુરલોકે તે જાવે, ઈંદ્રાદીક અપચ્છરા સુખ પાવે;
તિહાં પણ જિનપૂજા વિરચાવે, ઉત્તમ કુળમાં જઇ ઉપજાવે.હો.
તિહાં રાજ્યરિધિ પરિકર રંગે, આગમ સુણતાં સદગુરૂ સંગે
આગમશું રાગ વળી ધરતાં, જિન આગમ જીન પૂજા કરતાં. હો.
સિદ્ધાંત લખાવીને પૂજે, તવ કર્મ સકર દૂરે ધુજે
લહો કેવળ ચરણ ધરમ પામી, શુભવીર મળે જો વિશ્રામી.હો.

૨

વિમલાચળ વાશી મારા વાલા, શેવકને વીસારો નહી. હે.
જળ વીના મીન દુઃખ અતી પામે, જીણુંદ આપ જાણો સહી.
દુઃખ હરનારા ભવીજન પ્યારા, શરણે છું મહારાજ;

ચાર ચોર મુજ કેડે પડીયા, પુન્ય રત્નને કાજ.
પ્રભુજી પુન્ય રત્નને કાજ. (૩) શેવકને૦ ૧
પાપી ચંડાળો પકડી મુજ, માલ હરી લેનાર;
પ્રભુજી જો મુજ વારે આવો, તો છું ઉગરનાર;
પ્રભુજી તો છું ઉગરનાર. (૩) શેવકને૦ ૨
જન્મ મરણનાં દુઃખ વેઠયાં બહુ, તોએ ન આવ્યો પાર;
તે દુઃખને દૂર કરવા કારણ, (૨) આવ્યો તુજ દરબાર;
પ્રભુજી આવ્યો તુજ દરબાર. (૩) શેવકને૦ ૩
અરજી ઉર ધારી નેહ નજર કરો, શેવકની કરો સાર;
કૃપા કીણાએ સીંધુ તમ વીણ, કોણ ઉતારે પાર;
પ્રભુજી કોણ ઉતારે પાર. (૩) શેવકને૦ ૪
ભવ ભયભંજન નાથ નિરંજન, કરો કઠણ કરમનો નાશ;
પદ પંકજ છે પ્રાણ મધુકર, (૨) પૂરો મનની આશ;
પ્રભુજી પૂરો મનની આશ. (૩) શેવકને૦ ૫

## સમોવસરણનું સ્તવન.

આજ ગયાતા અમો સમોવસરણમાં વાણી અમીરસ પીવારે
પીતારે પીતા હું તો પુરણ પ્રાપી, અનુભવ પ્યાલો મુજને
લાધ્યો . આજ. વાણી.
પહેલે પ્યાલે મુજને સમકીત પ્રગટ્યું, બીજે જ્ઞાનતા મેલીરે;

તત્વ તણો એ ગીજો પ્યાલો, મગન હુતી પીતા પેલીરે.
આજ વાણી.
મૃગ પાસે મૃગ બેસત રાજન, નહિ કોઇ એહુનો વેરીરે
એવી વાણી સુણીને હંસલો, ત્રિજંચર જીવન જીવોરે. આ. વા.
એમ આગળ એ બારે પર્ખદા, મળીઆ છે કોડા કોડીરે
ચોસઠ ઈંદ્ર નમે સીર નામી, ઉભાછે બે કર જોડીરે. આ. વા.
અજબ અનોપમ સુરતિ દેખી, દેખત શુદ્ધ બુદ્ધ ભુલીરે
શ્વાસોશ્વાસ તણી એ પરિમુઢ ચંપક કેતકી ફુલીરે આ. વા.
પંચમે આરે પંચમાં જીનની, તાતા તે પ્રભુ દીઠારે
સુણુ બેની એની ગતી ન્યારી, મુજ મન લાગે પ્યારીરે. આ. વા.
આગલોલ માહી સુમતી બીરાજે, ચાખંડ માંહે ગાજેરે
રત્ન વિબુધનો સેવક જાણી, જીત્યાના ડંકા વાજેરે. આ. વા.

## અથ ઉપધાનનું સ્તવન.

શુણો શાંતિજીણંદ સોભાગી. એ દેશી.

ભાઈ હવે માળ પહેરાવો, સાહામી સાંહામિણીને નોતરાવો ॥
ભલાં ભોજન ભકિત કરાવો, રૂપાની રકેબી કરાવો ॥
માંહી મેવા મિઠાઈ ભરીએ, હીરાગળ કમખા ધરીએ ॥
ચતુરાઇ ચાલ ન ચુકો, માંહે સોના નાણું મુકો ॥
ચાર પોહોર દેવાએ ભાસ, ગાયે ગાંધર્વ ગુણીજન રાસ ॥

સાહામિણીને દ્યો તંબોળ, ઇમ રાતિજગે રંગરોળ ॥
એણી પેરે એ માળજ ગાવો, નેજા નિશાન મંગાવો ॥
પંચશબ્દ ઢોલ શરણાઇ. સાબેલા સબળ સજાઇ ॥
કુંઅર શીર ખુપ ભરીજે, ઈંદ્રાણી શણુગારીજે ॥
જીન શાસન સોહ્ય ચડાવો, જીત બોધ બીજ એમ વાવો ॥
ગયવર શીર ઠવીએ માળા, મારગે દીઓ દાન રસાળા ॥
ઇણીપેરે સંઘ સાજન સાથે, માળ આણી દીયો ગુરૂ હાથે ॥
ગુરૂ રાય ઠવે તિહાં વાચ, શ્રાવક મન અતિય ઉલ્લાસ ॥
જેણે માળા કંઠે ઠવીજે, મણી મય ભુષણ તસ દીજે ॥
અંગ પુજા પ્રભાવના કીજે, વ્રત ધારી પહેરાવીજે ॥
પાઠાં પુસ્તક રૂમાલ, ગુરૂ ભકિત કરો સુવિશાળ ॥
હવે શક્રસ્તવ ઉપધ્યાન, પાંત્રિશ દિવસ તસમાન ॥
ઉપવાશ શાઢા ઓગણીશ, વાયણા ત્રણ અતિય જગીશ ॥
હવે અઠાવીસુ જેહ ઉપધ્યાન લોગસ્સનું તેહ ॥
સાઢા પંદર ઉપવાસ, વાયણા ત્રણ લિલ વિલાસ ॥
એણી પેરે એ છે ઉપધ્યાન, સાવયસાવિ શુભ ધ્યાન ॥
વહી સફળ કરો અવતાર, સંસારતણો લહે નહી પાર ॥

## અથ શ્રી આંબેલની ઓળીનું સ્તવન.

ઓ ભવિ પ્રાણીરે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહીં મેવો; ઓ.

જે સિદ્ધચક્રને આરાધે, તેની કિર્તી જગતમાં વાધે. એો૦ ૧
પેહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધ બુધ ધ્યાન મહંત,
ત્રીજે પદે સૂરીસર, ચોથે ઉવઝાય ને પાંચમે મુનીસર. એો૦ ૨
છઠે દરશન કીજે, સાતમે જ્ઞાનથી શિવ સુખ લીજે;
આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુક્તે જાઓ. એો. ૩
એોળી આંબેલની કીજે, નોકારવાલી વીસ ગણુંજે;
ત્રણે ટંકનારે દેવ વાંદીજે, પલેવણુ પડિક્કમણાં કીજે. એો. ૪
ગુરૂ મુખ કિરિયા કીજે, દેવગુરૂ ભકિત ચિતમાં ધરીજે;
એમ કહે રામનો શિષ્ય, એોળી ઉજ જગદીશ. એો. ૫

## અથ શ્રી પજુસણુ પર્વનું સ્તવન.

આંખડીએરે મેં આજ શેત્રુંજો દીઠોરે એ દેશી,
સુણજો સાજન સંત, પજુસણુ આવ્યાં રે ॥
તમે પુન્ય કરો પુન્યવંત ભવિક મન ભાવ્યાં રે ॥
વીર જીણેસર અતિ અલવેસર ॥
વાહાલા મારા ॥ પરમેશ્વર એમ બોલે રે ॥
પર્વ માંહે પજુસણુ મોહટાં અવર ન આવે તોલે રે ॥
પજુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૧
ચો પગ માંહે જેમ કેસરી મોહટો ॥ વા. ॥
ખગમાં ગરૂડ હો કહીએરે

નદી માંહે જેમ ગંગા મોહટી
જગમાં મેરૂ લહીએ રે ॥ પજુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૨
ભૂપતિમાં ભરતેસર ભાંખ્યો ॥ વા. ॥
દેવ માંહે સુરેંદ્ર, તીરથમાં શેત્રુંજો દાખ્યો
ગ્રહ ગણુમાં જેમ ચંદ્ર રે ॥ પજુ. ॥ તુમે.॥ ભ.॥૩॥
દસરા દિવાલી ને હોલી ॥ વા. ॥
અખાત્રીજ દીવસો રે ॥
બલેવ પ્રમુખ બહુલા છે બીજા પણુ, એ મુક્તિનો વાસો રે॥
પજુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૪
તે માટે અમર પલાવો ॥ વા. ॥
અઠાઈ મહોત્સવ કીજે રે ॥
અડમ તપ અધિકાઈએ કરીને, નરભવ લાહો લીજે રે॥
પજુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૫ ॥
ઢોલ દદામા ભેરી નફેરી ॥ વા. ॥
કલ્પસુત્રને જગાવો રે ॥
ઝાંઝારના ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવે રે ॥
પજુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૬ ॥
સોના રૂપાને ફુલડે વધાવો ॥ વા. ॥
કલ્પસુત્રને પુજો રે ॥
નવ વખાણુ વીધીએ સાંભલતાં, પાપ મેવાસી ધ્રુજે રે॥

પજ્જુ. ॥ તુમે. ॥ ભ. ॥ ૭ ॥
એ અઠાઇનો મોહોત્સવ કરતા ॥ વા. ॥
બહુ જીન જગ ઉદયા રે ॥
વિબુધ સેવક એહુથી તવ નિધિ રૂધિ સિદ્ધિ વરયા રે ॥
પજ્જુ ॥ તુમે. ॥ ભ. ॥ ૮ ॥ ઇતિ.

## દીવાળીનું સ્તવન

મારે દીવાળીરે થઈ આજ પ્રભુ મુખ જોવાને
સરયાં સરયાંરે શેવકનાં કાજ, ભવ દુખ ખોવાને. ટેક
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળજ્ઞાનરે
ધન અમાસ દીવાળી મારે, વીર પ્રભુ નિરવાણ જિન. ૧
ચારિત્ર પાળ્યા નિરમળાને, ટાળ્યા વિખય કપાયરે
એવા મુનિને વંદીએ, તો ઉતારે ભવપાર, જિન. ૨
બાકુળા વોર્યા વીરજી ને, તારી ચંદનબાળારે
કેવળ લહી પ્રભુ મુક્તે પહોત્યા, પામ્યા ભવનો પાર. જિન.૩
એવા મુનિને વંદીએ જે, પંચ જ્ઞાને ધરતારે
સમવસરણ દેઈ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર. જિન.૪
ચોવીસમા જીનેશ્વરને, મુગતી તણા દાતારરે
કરજોડી કવિ એમ ભણેરે, પ્રભુ દુનિયા ફેરો ટાળ. જિન. ૫



# નાટકના રાગનાં સ્તવનો.

( કામ છે દુષ્ટ વિકારી આહા પ્રભુ—એ રાગ. )

મુખડાની માયા લાગી, મહાવીર તારા મુખડાની માયા લાગી. ટેક
માયા મંદિરે મસ્ત બનેલો, ત્યાગી તે ઉઠયોછું જાગી. મહા.
કલેશ વિશેષ હું કરતો કુકર્મી; આજ બુજયોછું અભાગી. મહા.
વ્યસન પસન નથી પરનીંદા પણ, પુરણ પ્રેમથી ત્યાગી. મહા
તરણ તારણ દુઃખ નિવારણ. મુક્તિ લઉ મન માગી. મહા.
સાસન નાયક સ્હાય કરોજી, હું રહયો પાય લાગી. મહા.

૨

( અરે શું માનવનો અભીમાન—એ રાગ. )

અરે જીવ જીનવરનું ધર ધ્યાન, તડાકે તરી જશેરે
ખરેખર મારૂં કહેવું માન, ફડાકે ફરી જશેરે
ફડાકે ફરી જશેરે, તડાકે તરી જશેરે અરે જીવ૦
અસાર આ સંસાર મહી કંઈ સાચા........રે નથી
લાલચમાં લપટાઈ મુરખ તું શું...............રે; મળી ?
સમજી જા સેતાન. અરે જીવ૦
માતા પીતાને બંધવા સ્વારથ સુધીના માનવા
પ્રેમદા પ્રીતમને પ્યારીના પણ એજ ખેલ પ્રમાણવા
જ્યાં સુધી તુજમાં જીવ છે ત્યાં સુધી તારા જાણવા
મુવા પછી મસાણ ભણીએ લાગે તુને તાણવા. અરે જીવ૦

૩

( નીરખળ શત્રુ સબળ રાજ્ય પર—એ રાગ )
મલ્લી જીનંદા છો સુખકંદા કષ્ટ અમારાં કાપોને
મહેર કરી મહારાજ અમોને, સ્હાય તમારી આપોને
છો અતિ દયાવાન, પ્રભુ ભારી કૃપાવાન (૨)
નથી નથી નથી કોઈ આપની સમાન
હરનીશ હોંશ ધરી ધરૂ તમ ધ્યાન
હું કેશર ચંદને પુજા કરૂં ધરી પ્રીત (૨)
અસાર સંસારમાંથી કાઢી નાખી આ ચીત
" નાનો " નેહ ધરી નીત્ય ગાય આપ ગીત

૪

બરવો—એ માથે મટુકી લઈ જાઉં.—એ દેશી.
એ..........નેમ ગયે ગિરનાર,
પ્યારા પ્રીતમ પ્યારી કરે રે પોકાર.—એ૦
આઠ ભવની પ્રીત તમારી, એક પલમાં તે નીવારી
છોડ ગયે ગીરનાર.—એ૦
શકિત તેજ પતિ સંગે, નેમ રાજુલ રાગ રંગે,
મંગળ મુક્તિ મોઝાર.—એ૦

૫

રાસડો—તાલ કેરબો.
જુગતે જીનવરજી, ધ્યાન તમારૂં ધારૂં,

સુણજો આ અરજી, તન મન તમપર વારૂં,
ભાવથકી નીત્ય ભકિત હું ધારૂં, કેસર ચંદન ચરચું પ્યારૂં,
નૈવેધ નાથ ધરાવું સારૂં, આરતી મંગળ આજ ઉતારૂં,
કાપજો કષ્ટ કૃપાળુ. જુગતે જીનવરજી૦
કામ ક્રોધ મદ મોહ નીવારી. સાહેબ સાચી ભકિત તમારી
નાન સંઘ ઉછરંગ વધારી, સુરત સંગિત મંડળી સારી,
ગાયે ગુણ મયાળુ. જુગતે જીનવરજી૦

૬

વરમાળ હાથે ઝાલી.—એ રાગ.

આયુષ આગગાડી, સંસાર સડકે ચાલી;
બાળ જુવાની વૃદ્ધ વય ડબ્બા,
સુખ દુઃખ લગેજ લગાડી. આયુષ૦
દશાતણાં નાળાં નદી; દરિયો પણ દેખાય;
પાપ પુન્યના પુલ છે, પસાર ત્યાંથી થાય. આયુષ૦
કાળ કોટડી દેખીને, શ્વાસ સીસોટી થાય;
કુટુંબ કબીલા કામદાર, જમને સોંપી જાય. આયુષ૦
વડું મથક વૈરાગ્યનું, પુન્યતણા ત્યાં પાસ;
સત્ય શીયળ જપ તપતણો. તપાસ થાયે ખાસ. આયુષ૦
ચતુર ચેતન ચેતજો, સ્હેજે દઉં સુબોધ;
નેહે મોતીલાલ કહે, ધારી ધર્મનો ધોધ. આયુષ૦

# પરચુરણ દોઢીયાં.

૧

બેહેર બેહેર નહીં આવે, અવસર બેહેર બેહેર નહીં આવે. ટેક.
જ્યું જાણે ત્યું કરલે ભલાઈ, જનમ જનમ સુખ પાવે. અવસર૦ ૧
તન ધન જોબન સબહી જુઠા, પ્રાણ પલકમેં જાવે. અવસર૦ ૨
તન છુટે ધન કોણ કામકો, કાયકુ કૃપણ કહાવે. અવસર૦ ૩
જાકો દીલમે સાચ બસત હે, ત્યાકુ જુઠ ન ભાવે. અવસર૦ ૪
આનંદઘન પ્રભુ ચલત પંથમે, સમરી સમરી ગુણ ગાવે. અવસર૦ ૫

૨

કીને દેખા હમેરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે કીને૦ ટેક.
આઠ ભવકી પ્રીત પ્રકાશી, નવમે ગયા શીવગામીરે. કીને૦ ૧
સેસાવનકી કુંજ ગલનમે, મળ્યા મુને અંતરજામીરે. કીને૦ ૨
આપ ચલે ગીરના ઉપર, નારી તારી કેવળ પામીરે. કીને૦ ૩
કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહું છું આજ શીર નામીરે. કીને૦ ૪

૩

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી, બીડી પાનનકીરે
દીલ જાનનકી. લેતા૦ ટેક.
કાથારે ચુના લવીંગ સોપારી, નારી તેરા દીલ જાનનકી. લેતા૦ ૧
તાલ મરદંગ સરણાઈ સરોદા, આજી બની રંગ તાનનકી. લેતા૦ ૨

સેસાવનકી કુંજ ગલનમેં, લાગી ઝરી શુભ ધ્યાનનકી. લેતા૦ ૩
કહે નથુ પ્રભુ ધર્મ પ્રકાશીત,હું બલીહારી કેવળજ્ઞાનનકી. લેતા૦ ૪

૪

ભલાજી મેરે નેમ ચલે ગીરનાર, એકેલી જાનસેમેરો૦ રાજુલ ઉભી અરજ કરે છે, ભલાજી મેરી અરજ સુનો મહારાજ. એકેલી૦ ૧ તોરણુ આએ ચલે રથ ફેરી, ભલાજી વાંતો પસુવનકી સુની છે પોકાર. એકેલી૦ ૨ સેસાવનકી કુંજ ગલનમેં, ભલાજી વાંતો પંચ મહાવ્રત ધાર. એકેલી૦ ૩ હરખચંદ પ્રભુ રાજુલ વીનવે, ભલાજી મેરે હજો મુક્તીનેં વાસ. એકેલી. ૪

૫

ક્યા ભરોસા તનકા અબધુ ક્યા૦ બીજ રૂપ છીએ જીનકા અબધુ૦ આંકણી છીનમે તાતા છીનમે સીરા, છીનમે ભુખા પ્યાસા છીનમે રંક રંક તે રાજા છીનમે હુવે ઉદાસા અબધુ૦ તીર્થંકર ચક્રી બળદેવા, ઈંદ્ર ચંદ્ર ધરણેંદા અસુર સુરવર સામાનિક નર, ક્યા રાણા રાજેંદા. અબધુ૦ સંસારી જીવ પુદ્ગલ રાતે, પુદ્ગલ ધર્મ પ્રધારાયા સંગત તે જનમ મરણ ગણુ. જ્યું જળ બીચ પતાસા અબધુ૦ ૩ બીજ ભાવ પુદ્ગલ તે ભાવે, તું અનકળ અવિનાશી જ્ઞાનસારનીજ રૂપે નાંહી, જનમ મરણ ભવ પાસા અબધુ૦ ૪

# ભાગ ૩ જો.



## ગહુલીઓ.

જીરે પરવ પજુસણ આવીયાં, તમે ધર્મ કરો નર નાર;
ગુરૂવાણી સુણો એક ચિત્તથી, જેથી પામો ભવજલપાર; ૧
દેવ દર્શન ટંક દો કીજીએ, પ્રભુ પુજા કરીએ સાર,
પાપરંભનાં કામો ટાળીએ, કરો ધર્મ તણો વ્યાપાર. ૨
આઠ દીવસ પુણ્યે પામતાં, કરો શકિતપણે ઉપવાસ,
શીલ પાલીએ શુભ ભાવથી, કદી જુઠું ન બોલીએ ૩
પડિક્કમણું દો ટંક કરો, નહિ રમીએ કદી જુગાર;
વારંવાર પજુસણ નહિ મળે, લહી માનવનો અવતાર. ૪
જેવું કરશો તેવું પામશો; જાણો આ સંસાર અસાર;
જીવ એકલો આવ્યો એકલો, જશે પરભવમાં નિરધાર. ૫
પાપ કર્મ કરી ધન મેળવ્યું, તે તો સાથે ન આવે લગાર;
ચેત ચેત ચેતાવું જીવડા, તને સાન ન આવે લગાર. ૬
ઘડી લાખ ટકાની વહી જશે, નહિ મળશે ટાણું અમાર;
રૂડું પરવ પજુસણ સેવતાં, બુદ્ધિસાગર જયજયકાર,
સહુ સંઘમાં હર્ષ અપાર, જીરે૦ ૭

૨

( મ્હારી સહીરે સમાણી.—એ દેશી. )

પરવ પજુષણ પુણ્યને યોગે, મલિયા સહુ ગુરૂ સંયોગેરે;
મારી સહીરે સમાણી. ટેક
સાત પાંચ ભેળી મળીને ટોળી, ગહુલી કરે મન ભોળીરે મા. ૧
ઘુઘટપટ ખોલી ગુરૂ મુખ જોતી, તનમનના મલ ધોતીરે મા.
સમકિત રાગે ને ધર્મની બુદ્ધિ, પરિણુતીની વાલી શુદ્ધિરે. ૨
વાદી વધાવી ગુરૂજીની વાણી, નિસુણો ભવિજન પ્રાણીરે;
ઉપશમ ભાવો ને નિંદા નિવારો, જીવ સહુશું હિત ધારોરે ૩
ગુરૂ પગ મુલે સંઘ સહુ ખામો, કષાયતણા મદ વામોરે
એણિદીન આવે વ્રત તપ કીજે, અધિક અધિક લાહો લીજેરે,૪
પુજા પ્રભાવના મહિમાને દેખી, હરખે ધરમના ગવેષીરે;
ચૈત્ય પરવાડી જિનમુખ જોવો, ભવભવનાં પાપ ખોવોરે. ૫
કલપ સુણીજે પ્રભાવના દીજે, અઠ્ઠાઇ મહિમા ઇમ કીજેરે
ગહુલી ગાવોને વિરજિન ધ્યાવો, મલુક ભાવના ભાવોરે.
મારી સહિરે સમાણી. ૬ ઇતિ

## શ્રી ધર્મગુરૂઓના વિહાર પ્રસંગ ગાવા લાયક.

(મા'રે સોના સરીખો સુરજ ઉગીયો—એ રાગ.

ગુરૂરાજ વિહાર કરશે તેહથી, દીસે શંઘ ઉદાશી ઉરે હાલમાં,

કોણ સુણાવશે સિદ્ધાંત, ગુરૂરાજ વિહાર કરશે તેહથી;
મીઠી વાણીને નિરમળ વાક્યથી;
બોધ આપશે આવો હવે કોણ; ગુરૂરાજ વિહાર કરશે તેહથી.૨
અનાચારીએ આડો મારગ મુકીયો,
સદાચારી સાંભળશે ક્યાં શીખ, ગુરૂરાજ વિહાર કરશે તેહથી.૩
કંઇક હોટલ મારગ ત્યાગીયો,
રાગી ધર્મના રાખશે શું રાગ, ગુરૂરાજ વિહાર કરશે તેહથી.૪
પુરા પુણ્યે મળ્યો તો જોગ જૈનોને,
થશે બાળને વૃદ્ધ નિરાશ, ગુરૂરાજ વિહાર કરશે જેહથી. ૫
કો દી ઉપાશ્રયે નવ આવતા,
તેવા ક્યાં જઇ પામશે બોધ, ગુરૂરાજ વિહાર કરશે તેહથી. ૬
હોંશે છઠ અઠમ કરતાં આપણે,
કરશું એકાસણું શું કદી એક, ગુરૂરાજ વિહાર કરશે તેહથી. ૭
હીરો હાથમાં આવ્યો પાછો જાય છે,
દીવો જ્ઞાંનનો ગોતીશું ક્યાંય, ગુરૂરાજ વિહાર કરશે તેહથી. ૮
ઘણા સજ્જન નીતિ મારગ ચાલતા,
માથે અંકુશ રાખશે કોણ, ગુરૂરાજ વિહાર કરશે તેહથી. ૯
બેસે સિંહ સમાન ગુરૂ આસને,
ખાલી તખ્ત જોયું કેમ જાય, ગુરૂરાજ વિહાર કરશે તેહથી.૧૦
કરજોડી કેશવ કરે વિનંતી,

રહો ફાગણ ચોમાસુ યાંહ્ય, ગુરૂરાજ વિહાર કરશો નહિ. ૧૧

—— ÷*÷ ——

## અથ સજઝાયો.

### ક્રોધની સજઝાય.

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે,
રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે ॥ કડ૦ ॥૧॥
ક્રોધે ક્રોડ પુરવ તણું સંજમ ફલ જાય ॥
ક્રોધ સહિત તપ જે કરે, તેતો લેખે ન થાય ॥કડ૦॥૨॥
સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ ॥
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડ કોશીઓ નાગ ॥ક૦॥૩॥
આગ ઊઠે જે ઘરથકી, તે પહેલું ઘર બાળે ॥
જળનો જોગ જો નવિ મળે તો પાસેનું પ્રજાળે ॥ક૦॥૪॥
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળ નાણી,
હાણ કરે જે હિતની, જાળવજો પ્રાણી ॥ ક૦ ॥ ૫ ॥
ઉદયરતન કહે ક્રોધને કાઢજ્યો ગળે સાહી ॥
કાયા કરજ્યો નિર્મળી ઉપશમ રસ નાહી ॥ ક૦ ॥૬॥

### માનની સજઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવેરે ॥

વિનયવિના વિદ્યા નહી, તો કિમ સમકિત પાવેરે ॥રે૦॥૧॥
સમક્તિ વિણુ ચારિત્ર નહીં, ચારિત્ર વિણુ નહીં મુક્તિરે ॥
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિરે ॥રે૦॥૨॥
વિનય વડો સંસારમાં, ગુણુમાં અધિકારીરે ॥
માને ગુણુ જાયે ગલી, પ્રાણી જો જો વિચારીરે ॥રે૦॥૩॥
માન કર્યું જો રાવણે, તેતો રામે માર્યોરે ॥
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યોરે ॥રે૦॥૪॥
સુકા લાકડા સારિખો, દુઃખ દાયી એ ખોટોરે ॥
ઉદય રતન કહે માનને, દેજો દેશવટોરે ॥ રે૦ ॥ ૫ ॥

## અથ શ્રી માયાની સજ્ઝાય.

સમક્તિનું મુળ જાણીયેજી સત્ય વચન સાક્ષાત ॥
સાચામાં સમકીત વસેજી માયામાં મિથ્યાતરે ॥
પ્રાણી મ કરીશ માયા લગાર. એ આંકણી ॥ ૧ ॥
મુખ મીઠો જુઠો મનેજી, કુડ કપટનોરે કોટ ॥
જીભે તો જી જી કરેજી, ચિત્તમાં તાકે ચોટરે ॥પ્રાણી૦॥૨॥
આપ ગરજે આઘો પડેજી પણુ ન ધરે વિશ્વાસ ॥
મેલ ન છંડે મન તણોજી એ માયાનો પાસરે॥ પ્રા૦॥૩॥
જેહ શું માંડે પ્રીતડીજી તેહ શું રહે પ્રતિકુળ ॥
મન શું ન મુકે આમળોજી એ માયાનું મુળરે ॥પ્રા૦॥૪॥

તપ કીધો માયા કરીજી મિત્ર શું રાખ્યોરે ભેદ ॥
મલ્લિ જિનેશ્વર જાણજોજી તો પામ્યા સ્ત્રી વેદરે ॥પ્રા૦॥૫॥
ઉદય રત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ ॥
મુક્તિપુરી જાવા તણોજી એ મારગ છે શુદ્ધરે ॥પ્રા૦॥૬॥

## અથ લોભની સજ્ઝાય.

તમે લક્ષણ જોજયો લોભનાંરે,લોભે મુનિજન પામે ક્ષોભનારે॥
લોભે ડાહ્યા મન ડોલ્યા કરેરે, લોભે દુર્ઘટ પંથે સંચરેરે॥તમે॥૧॥
તજે લોભ તેનાં લેઉં ભામણાંરે, વળી પાય નમીને કરૂં ખામણાંરે॥
લોભે મર્યાદા ન રહે કેહેનીરે, તમે સંગત મુકો એહનીરે ॥ત.॥૨॥
લોભે ઘર મુકી રણમાં મરેરે, લોભે ઉંચ તે નીચું આદરેરે ॥
લોભે પાપ ભણી પગલાં ભરેરે,લોભે અકાર્ય કરતાં ન ઓસરેરે ૩
લોભે મનડું ન રહે નિર્મળુંરે, લોભે સગપણ નાસે વેગળુંરે ॥
લોભે ન રહે પ્રીતને પાવઠુંરે, લોભે ધન મેળે બહુ એકઠુંરે ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે, લોભે હત્યા પાતક નવિ ગણેરે ॥
તે તો દામ તણે લોભે કરીરે, ઉપર મણિધર થાયે તે મરીરે ૫
જોતાં લોભનો થોભ દીસે નહીરે,એવું સુત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે॥
લોભે ચક્રી સુભુમ નામે જુઓરે,તે તો સમુદ્ર માંહે ડુબી મુઓરે૬
એમ જાણીને લોભને છાંડજ્યોરે,એક ધર્મ શું મમતા માંડજ્યોરે
કવિ ઉદય રતન ભાખે મુદારે, વંદુ લોભ તજે તેહને સદારે. ૭

# અથ શ્રી જંબુસ્વામીનિ સજઝાય.

સરસ્વતી સામીની વિનવું, સતગુરૂ લાગુ પાય ॥
ગુણરે ગાશું જંબુસ્વામીના, હરખ ધરી મન માંહ ॥
ધન ધન ધન જંબુ સ્વામીને          આંકણી ॥ ૧ ॥
ચારિત્ર છે વચ્છ દોહિલું, વ્રત છે ખાંડાની ધાર ॥
પાયે અણવાણેજી ચાલવું કરવાજી ઉગ્ર વિહાર ॥ ધન૦ ૨॥
મધ્યાન પછી કરવી ગોચરી, દિનકર તપેરે લેલાટ ॥
વેળુ કવલ સમ કોળીયા, તે કિમ વાળ્યાં રે જાય॥ધન૦ ॥૩॥
કોડી નવાણું સોવન તણી, તમારે છે આઠેજી નાર ॥
સંસાર તણાં સુખ સુણ્યાં નહીં,ભોગવો ભોગ ઉદાર ધન૦ ૪
રામે સીતાના વિજોગડે, બહોત કિયારે સંગ્રામ ॥
છતી રે નારી તુમે કાંઇ તજો, તજો ધનરે ગામ     ધ૦ ૫
પરણીને શું જી પરિહરો, હાથ મળ્યાનો સંબંધ ॥
પછી તે કરશો સ્વામી ઓરતો, જેમ કીધોમેઘ મુણિંદ ધ૦ ૬
જંબુ કહે રે નારી સુણો, અમ મન સંયમ ભાવ ॥
સાચો સ્નેહ કરી લેખવો તો સંયમ લ્યો અમ સાથ ધ.૭
તીણે સમે પ્રભુવોજી આવીયો, પાંચસે ચોર સંઘાત ॥
તેને પણ જંબુ સ્વામીયે બુઝવ્યો, બુઝવ્યાં માતને તાતધ.૮
સાસુ સસરાને બુઝવ્યા, બુઝવી આઠે નાર ॥

પાંચસે સત્તાવીશશું, લીધોજી સંયમ ભાર ઘન૦ ૯
સુધર્મા સ્વામી પાસે આવીયા, વિચરે છે મનને ઉલ્લાસ
કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યાજી મુક્તિ મોઝાર ધ.૧૦

## અથ શ્રી અરણિક મુનિ નીસજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશોજી ॥
પાય અણુવાણેરે વેલુ પરજલે; તન સુકુમાલ મુનિશોજી અ.૧
મુખ કરમાયુંરે માલતી ફુલજ્યું. ઉભો ગોખની હેઠોજી.
ખરે રે બપોરે દીઠો એકલો, મોહી માનની દીઠોજી અ૦ ૨
વયણ રંગીલીરે નયણે વિંધિયો ॥
રૂષિ થંભ્યો તેણે ઠાણોજી ॥
દાસીને કહે જારે ઉતાંવલી, રૂષિ તેડી ઘેર આણોજી અ. ૩
પાવન કીજેરે રૂષિ ઘર આંગણું, વોહોરો મોદક સારોજી
નવજોબન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારોજી અ.૪
ચંદ્રાવદનીયે ચરિત્રથી ચુકવ્યા, સુખ વિલસે દીન રાતોજી
બેઠો ગોખેરે રમતો સોગઠે, તબ દીઠી નીજ માતોજી અ. ૫
અરણિક અરણિક કરતી માફરે, ગલીયે ગલીરે બજારેજી ॥
કહો કેણે દીઠોરે મારો અરણિયો, પુંછે લોક હજારોજી અ. ૬
હું કાયર છું રે મોરી માવડી, ચારીત્ર ખાંડાની ધારોજી ॥
ધિક ધિક વિષયારે મારા જીવને, મેં કીધો અવિચારોજીઅ. ૭

ગોખેથી ઉતરી રે જનુનીરે પાયપડયો, મનસું લાજ્યો અપા
વચ્છ તુજ ન ઘટેરે ચારિત્રથી ચુકવું, જેહથી શીવ સુખ સારોજી
એમ સમજાવીરે પાછો વાળીઓ આણ્યો ગુરૂની પાસોજી ॥
સદગુરૂ શીખ દીએરે ભલી પરે, વૈરાગે મન વાર્યોજી અ. ૯
અગ્નિ ધીખંતીરે શીલ્લા ઉપરે અરણિકે અણુસણુ કીધોજી
રૂપ વિજય કહે ધન્ય એ મુનિવરૂ, જેણે મન વંછિત લીધોજીઅ૧૦

## અશ્રી નેમ રાજુલની સજઝાય

॥ નદી યમુના કે તીર ઉડે દોય પંખીઆ ॥ એ દેશી ॥

પિયુજીરે પિયુજી નામ જપુ દીન રાતીયાં ॥
પીઉજી ચાલ્યા પરદેશ તપે મોરી છાતીયાં ॥
પગ પગ જોતી વાટ, વાલેસર કબ મીલે ॥
નીર વિછોહ્યાં મીન કે જયું ટળવળે ૧
સુંદર મદિર સેજ સાહેબ વિના નવી ગમે ॥
જિહાંરે વાલેસર નેમ તીહાં મારૂ મન ભમે ॥
જો હોવે સજ્જન દુર તોહી પાહે વસે
કીયાં ચંદ દેખી મન ઉલસે ॥ ૨ ॥
નિઃસ્નેહીશું પ્રીત મ કરજો કો સહી ॥
પતંગ જલાવેદેહ દીપક મનમાં નહીં ॥
વાલા માણસનો વિજોગ મ હોજો કેહને ॥

સાલેરે સાલ સમાન હૈયામાં તેહુને ॥ ૩ ॥
વિરહ વ્યથાની પીડ જોબન વય અતિ દહે ॥
જેનો પિઉ પરદેશ તે માણુસ દુઃખ સહે ॥
ઝુરી ઝુરી પંજર કીધ કાયા કમલજ જીસી
હજીય ન આવ્યો નેમ મિલિ નયણાં હસી ॥ ૪ ॥
જેહને જેહશું રાગ ટાલ્યો તે નવી ટલે ॥
ચકવા રયણી વિજોગ તે તો દિવસે મળે ॥
આંબા કેરો સ્વાદ લીંબુ તે નવી કરે
જે નાહ્યા ગંગા નીર તે છીલ્લર કીમ તરે ॥ ૫ ॥
જે રમ્યા માલતી ફુલ ધંતુરે કીમ રમે ॥
જેને ઘીયશું પ્રેમ તે તેલે કીમ જમે ॥
જેહને ચતુરશું નેહ તે અવરને શું કરે ॥
નવ જોબન તજી નેમ વૈરાગી થઈ ફરે ॥ ૬ ॥
રાજુલ રૂપ નિધાન પોહોતી સહસાવને
જઇ વાંધા પ્રભુ નેમ સંજમ લેઇ એક મને ॥
પામ્યા કેવળ જ્ઞાન પહોતી મનની રળી ॥
રૂપ વિજય પ્રભુ નેમ ભેટે આશા ભલી ॥ ૭ ॥ ઇતિ

## અથ શ્રી મેતારજ મુનિની સજ્ઝાય.

સમદમ ગુણનાઆગરૂજી, પંચ મહાવ્રત ધાર ॥

માસખમણુને પારણેજી રાજગ્રહી નગરી મોઝાર ॥
મેતારજ મુનીવર ધન ધન તુજ અવતાર. એ આંકણી ॥૧॥
સોનીને ઘેર આવીયાજી મેતારજ ઋષીરાય ॥
જવલા ઘડતો ઉઠિયોજી, વંદે મુનીના પાય ॥મે ॥ ૨ ॥
આજ ફળ્યો ઘર આગણેજી, વિણુ કાળે સહકાર ॥
લ્યો ભિક્ષા છે સુઝતીજી, મોદાતણો એ આહાર ॥મો॥૩॥
ક્રૌંચ જીવ જવલા ચણ્યોજી વહોરી વળ્યા ઋષિરાય ॥
સોની મન શંકા થઇજી, સાધુતણા એ કામ ॥મો॥૪॥
રીશ કરી ઋષિને કહેજી, ઘો જવલા મુજ આજ ॥
વાધર શીશે વીંટીયુંજી, તડકે રાખ્યા મુનીરાજ ॥મે.॥૫॥
ફટ ફટ ફુટે હાડકાંજી, તડ તડ ત્રુટે ચામ
સોનીડે પરિસહુ દીયોજી મુની રાખ્યો મન ઠામ॥ મે. ॥૬॥
એવા પણુ મોહોટા યતીજી, મન્ન ન આણે રોષ ॥
આતમ નિંદે આપણોજી સોનીનો શો દોષ ॥ મે. ॥૭॥
ગજ સુકુમાળ સંતાપીયાજી; બાંધી માટીની પાળ ॥
ખેર અંગારા શીર ધર્યાજી, મુગતે ગયા તતકાળ ॥ ૮ ॥
વાઘ ણે શરીર વલુરિયુંજી, સાધુ સુકોશલ સાર ॥
કેવળ લહી મુગતે ગયાજી, ઇમ અરણીક અણુગાર. ॥ ૯ ॥
પાલક પાપી પિલીયાજી, ખંધકસુરીના શીષ્ય ॥
અંગડ ચેલા પાંચસેંજી, નમો નમો તે નીશદિશ ॥૧૦॥

એહુવા ઋષિ સંભારતાંજી, ॥
મેતારજઋષિરાયનાઅંતગડહુઆકેવલીજી,વંદેમુનીનાપાય.મે.
ભારી કાષ્ટની ઓચે તીડુંજી, લાવી નાંખી તીણીવાર ॥
ધમકે પંખી જાગીયોજી, જવલાં કાઢયા તીણે સાર ॥૧૨॥
દેખી જવલા વિષ્ટમાંજી, મન લાજ્યો સોનાર ॥
ઓઘો મુહુપતિ સાધુનાજી, લેઈ થયો અણુગાર ॥ ૧૩ ॥
આતમ તાર્યો આપણોજી, થીર કરી મન વચ કાય ॥
રાજવિજય રંગે ભણેજી. સાધુતણી એ સજઝાય. ૧૪

## આદિજીણંદની આરતી.

જય જય આરતી આદિ જિનંદા ॥
નાભી રાયા મારૂ દેવીકો નંદા,
પેહેલી આરતી પુજા કીજે,
નરભવ પામીને લાહો લીજે. ॥ જે. ॥ ૧ ॥
દુસરી આરતી દીન દયાળા,
ધુળેવ નગરમાં જગ અજવાળ્યા. ॥ જે. ॥ ૨ ॥
તીસરી આરતી ત્રીભુવન દેવા,
સુરીનર ઈંદ્ર કરે તોરી સેવા. ॥ જે. ॥ ૩ ॥
ચોથી આરતી ચોગતિ ચુરે,
મન વંછીત ફળ શીવ સુખ પુરે. ॥ જે. ॥ ૪ ॥

પંચમી આરતી પુન્ય ઊપાયા,
મુળચંદે રીખવ ગુણ ગાયા. ॥ જે. ॥ ૫ ॥

## અથ શાંતિ જિનની આરતી.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણકમળકી મેં જાઉ બલિહારી, જ. ૧
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પુનમચંદા. ૨
ચાલીસ ધનુષ્ય સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. ૩
ચક્રવતીં પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે. ૪
મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજે. ૫
કરજોડી સેવક ગુણ ગાવે, સો નરં નારી અમરપદ પાવે. ૬

## શ્રી આદિ જિનની આરતી.

અપસરા કરતી આરતી જીન આગે ॥
હાંરે જિન આગેરે જીન આગે,
હાંરે એતો અવિચળ સુખડાં માગે ॥
હાંરે નાભિ નંદન પાસ. ॥ અ૦ ॥ ૧ ॥
તા થેઈ નાટક નાચતી, પાય ઠમકે ॥
હાંરે દોય ચરણાંમાં ઝાંઝર ઝમકે,
હાંરે સોવન ઘુઘરડી ઘમકે ॥
હાંરે લેતી ફુદડી બાલ. ॥ અપ૦ ॥ ૨ ॥

તાલ મૃદંગ ને વાંસળી, ડફ વીણા ॥
હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા,
હાંરે મધુર સુરાસુર નયણાં ॥
હાંરે જોતી મુખડું નિહાળ. ॥ અ૫૦ ॥ ૩ ॥
ધન્ય મરૂદેવા માતને પુત્ર જાયા ॥
હાંરે તોરી કંચન વરણી કાયા ॥ ॥ અ૫૦ ॥
હાંરે મેં તો પુરવ પુણ્યે પાયા ॥
હાંરે દેખ્યો તેરો દેદાર ॥ ૪ ॥
પ્રાણ જીવન પરમેશ્વર, પ્રભુ પ્યારો ॥
હાંરે પ્રભુ સેવક હું છું તારો ॥
હાંરે ભવો ભવનાં દુખડાં વારો ॥
હાંરે તુમે દીન દયાળ. ॥ અ૫૦ ॥ ૫ ॥
સેવક જાણી આપનો ચિત્ત ધરજો ॥
હાંરે મોરી આપદા સઘળી હરજો,
હાંરે મુનિ માણેક સુખીયો કરજો ॥
હાંરે જાણી પોતાનો બાળ. ॥ અ૫૦ ॥ ૬ ॥

## આરતી.

જયદેવ જયદેવ જય જિનવર દાતા પ્રભુ જય જિનવર દાતા,
આરતી અરિહા કેરી, આરતી અરિહા કેરી ॥

કરતા સુખ શાતા , જયદેવ જયદેવ૦ ॥ ૧ ॥
દુસરી આરતી નાથ શેત્રુંજય કરના ॥ પ્રભુ૦ ॥
પાપ પડલસહુ જાવે ॥ પા૦ ॥
ગીરી ઉપર ચડતાં ॥ જયદેવ જયદેવ ॥ ૨ ॥
આરતી કરતા ઈંદ્ર ત્રિભુવનની ત્રીજી ॥ પ્ર૦ ત્રી૦
કંચન ગિરિ ઉપર ॥ કે૦ ॥
મનથી બહુ રીઝી ॥ જ૦ ॥ ॥ ૩ ॥
ચોથી આરતી નાથ ચઉગતી તો જાવે ॥ પ્ર૦ ચ૦
ભાવે ભકિત કરીએ ॥ભા૦॥ ભવજલને તરવા ॥જયદેવ ॥૪॥
પંચમી આરતી નાથ પવિત્ર થવા કરીએ ॥જય૦॥પ્ર૦ ॥પ॥
આભવજલમાં રહીને ॥આ૦॥ લાવો શુભ લઇ ॥ જય૦ ॥પ॥
આરતી પંચ ઉતારી જિનવર ગુણ ગાવા ॥ પ્ર૦ જિ૦ ॥
પ્રીતમ તુમ પરતાપે ॥પ્રી૦ કુલ શુદ્ધો થાવા ॥ જ૦॥૬॥

## અથ મંગલાચાર

ચારૂ મંગળ ચાર આજ મારે ચારૂ મંગળ ચાર.
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આજ.૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર.આજ૨
વિવિધ જાતીકે પુષ્પ મંગાવો, મોઘર લાલ ગુલાલ આજ૩
ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજ. ૪

હર્ષ ધરી આદીશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર આજ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો જિમ પામો ભવપાર આ૦ ૬
સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપકાર આજ૦ ૭

## ઓચ્છવ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે,
કલ્યાણક ઓચ્છવ કીયો, ચડતે પરીણામે;
સતવર્ષ આયુ જીવીને, અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી.
સાચીરે ભક્તિ સાહેબા, રીઝો એક વેળા;
શ્રી શુભવીર હોવે સદા, મન વંછીત મેળા.

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગલિક દીવોઆરતીઉતારીનેબહુચિરંજીવો દી.
સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અપરા બાળી દી.
દીપાળ ભણેએણે કુળઅજુઆળી. ભાવે ભગતેવિઘનનિવારી દી.
દીપાળ ભણેએણે કળી કાળે,આરતીઉતારીરાજાકુમાર પાળે દી.
અમઘેર મંગલિક,તમઘેરમંગલિક,ચતુર્વિધ સંઘને હોજો દી.



## અધ્યાત્મસ્તુતિ અર્થ સહિત.

ઉઠી સવેરા સામાયક લીધું, પણ બારણું નવિ દીધુંજી ॥
કાલો કુતરો ઘરમાં પેઠો, ઘી સઘલું તેણે પીધુંજી ॥
ઉઠો વહુઅર આલસ મુકી એ ઘર આપ સંભાલોજી ॥
નિજપતિને કહો વીરજિન પુજો, સમકિતને અજુઆલોજી ૧
બલેબિલાડે ઝડપ ઝડપાવી, ઉત્રેડ સર્વે ફોડીજી ॥
ચંચળ છઇઆં વાર્યાં ન રહે, ત્રાક ભાગી માલ ત્રોડીજી
તેહ વિના રેંટીયો નવી ચાલે, મૌન ભલો કોને કહીયેજી
ઋષભાદિક ચોવીસ તીર્થંકર, જપીયે તોસુખ લહીયેજી ૨
ઘર વાશીદું કરોને વહુઅર, ટાલો ઓજીશાલુંજી ॥
ચોરટો એક કરે છે હેરૂ, ઓરડે ઘોને તાળુંજી ॥
લાગકે પ્રાહુણા ચાર આવ્યા છે, તે ઉભા નવિ રાખોજી ॥
શીવપદ સુખ અનંતાં લહિયે, જો જિનવાણી ચાખોજી ૩
ઘરનો ખુણો કોણ ખણે છે, વહુ તમે મનમાં લાવોજી ॥
પોહોળે પલંગે પ્રીતમ પોઢયો, પ્રેમ ધરીને જગાવોજી ॥
ભાવ પ્રભુ સુરિ કહે નહીં એ કથલો, અધ્યાતમઉપયોગીજી
સિદ્ધાઇકા દેવી સાનિધ્ય કરેવી, સાધે તે શીવ પદ ભોગીજી

અર્થ—આ અધ્યાત્મ ઉપયોગની થોયનો અર્થ લખીએ છીએ, તે હે ભવ્ય પ્રાણીઓ તમે ઉપયોગ દઇને સાંભલો. અહીંયાં સદ્‌ગુરૂની દેશના સાંભલી તેથી જીવને શુભ વિચારણા જાગૃત થઈ તે શુભ વિચારણા રૂપ સાસુ, સુમતિ રૂપ વહુને શિખામણ આપે છે કે.

ગાથા ॥ ૧ ॥ હે વહુ તેં પ્રભાતમાં સવારે ઉઠીને સામાયિક તો લીધું પણ સમતારૂપ કમાડે કરી આશ્રવદ્વારરૂપ બારણું બંધ કર્યું નહીં, તેથી મિથ્યાત્વ રૂપ કાલો કુતરો (જે પ્રથમથીજ અનાદિ કાલનો) મનરૂપી ઘરમાં પેઠેલો છે તેણે સામાયિકને વિષે જે જ્ઞાન, દર્શન અને ચારિત્રની શુદ્ધિ રૂપ ઘી હતું તે સર્વ પીધું માટે હે વહુઅર! હવે તમે અનુપયોગ રૂપ આલસ મુકીને ઉઠો અને પોતાની શકિત પ્રમાણે આત્મવીર્ય ફોરવીને એ મનરૂપ ઘર જે તમારૂં છે, તેનેતમે સંભાળો; કારણ કે સમકિત વિના સામાયકાદી કરણી વ્યર્થ છે માટે તમે આત્મારૂપ તમારા પતિને કહો કે શ્રી વીર જીનેશ્વરની પુજા કરીને સમકિતને અજવાળે ॥ ૭ ॥

ગાથાર ॥ ૨ ॥ પૌરાણિક લોકોની કહેવત પ્રમાણે મહાદેવે કામદેવને બાલ્યો છે, તે માટે બળેલા કામદેવ રૂપ બિલાડે ફાલરૂપ ઝડપ અને આક્ષેપણા રૂપ ઝપટ નાખીને આક્ષેપણા રૂપ ઝપટ નાખીને શીયળની નવવાડ રૂપ ઉત્રેડ સર્વ ફોડી નાંખી અને પાંચે ઇંદ્રિયો વશ કીધી નથી, તેથી પાંચ ઇંદ્રિય રૂપ ચંચળ છોકરાં વાર્યાં રહેતાં નથી, તેમણે શુદ્ધ ઉપયોગ રૂપ ત્રાસ ભાગી નાંખી અને શુદ્ધ ક્રિયારૂપ સાલ તોડી નાંખી, તેથી તે વિના ધર્મ રૂપ રેંટીયો ચાલતો નથી માટે હવે પંચેદ્રિયને વશ પડયા તેથી **असामर्थ्य भव कुरूप नारी पतिव्रता** " એ ન્યાયે અણ બોલ્યો મોન રહેવું તેજ ભલું છે. હવે કોને કહીયે. તે દિવસ તો શું જાણીયે ક્યારે આવશે કે જ્યારે સર્વ વિરત્તિપણું અંગીકાર

કરીશું ? પરંતુ ઋષભાદિક ચોવીસ તીર્થંકરોનો જાપ જપીયે તો કર્મનો નાશ થાય અને શીવસુખ પામીએ ॥ ૨ ॥

ગાથા ॥ ૩ ॥ વળી હે સુમતિરૂપ વહુઅર! તમે મન રૂપ મંદિરમાં અવિચાર આલોચનારૂપ વાસીદું કરો, તે વડે કરી આહદ્દ રૂપ રૌદ્ર ધ્યાન તથા કૃષ્ણ નીલ અને કાપોત લેશ્યાને મનમંદિરમાંહેથી ઉજડ કરો એટલે ટાલો, એ ઓજીશાલું કરો. વળી મોહાદિક ભાવરૂપ ચોરટો ધર્મરૂપ ધનનું હરણ કરવા આવ્યો છે માટે તમે તમારા સ્વભાવરૂપ ઓરડાને તાળુ ધો. તથા હે સુમતિ વહુ! ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર પ્રાહુણા આવ્યા છે, તે લબકા કરે છે તેને ઉભા રાખીસ નહીં નહી તો ચારિત્ર રૂપ ધન લુટશે. માટે જો તું જિનેશ્વરની વાણી ચાખીસ અને બરાબર સદ્દહણા રાખીશ તો જેમાં અનંતુ સુખ છે એવું શીવપદ પામીશ. ॥ ૩ ॥

ગાથા ॥ ૪ ॥ વલી હે સુમતિ! જમ રૂપી કોળ એટલે મ્હોટો ઉંદર તે તારી કાયારૂપ ઘરનો ખુણો ક્ષણે ક્ષણે ખોદે છે એટલે આયુષ્યને ઘટાડે છે તે તમે ચતુર છો માટે મનમાં લાવીને તમા । આત્મ રૂપ પ્રીતમ જે કાયા રૂપ ઘરનો ધણી છે તે પ્રમાદરૂપ મોટા પલંગે પોઢયો છે. (સૂતો) છે તેને તમે પ્રેમ ધરીને જગાડો અને કહો કે તમારા ઘરનો ખુણો ખોદાય છે માટે પ્રમાદ મુકો એ રીતે શ્રી ભાવપ્રભ સૂરી કહે છે કે આ થુઇ કથલો નથી પણ અધ્યાત્મોપયોગી છે, શ્રી સિદ્ધાયિકા દેવી સાન્નિધ્ય. કરનારી છે માટે જે પુણ્ય અર્થ સાધે તે શીવપદનો ભોગી થાય ॥ ૪ ॥

# સારદા પુજન.

## વીધી.

શુભ મુહુર્તે ( સારા ચોઘડીએ ) પ્રથમ ચોપડો શુદ્ધ બાજોઠ ઉપર પુર્વ અગર ઉત્તર દિશા તરફ સ્થાપવો. જમણા પડખે ઘીનો દીપક તથા ડાબા પડખે ધુપ રાખવો, પુજા કરનારે પોતાના જમણા હાથે લાલ નાડાછડી બાંધવી, અને પછી મનોહર લેખણ લઈ નીચે લખ્યા મુજબ નવીન ચોપડામાં લખવું.

શ્રી પરમાત્મને નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી સરસ્વત્યૈ નમઃ શ્રી ગૌતમસ્વામીની લબ્ધિ હોજો, શ્રી કેસરીઆજીનો ભંડાર ભરપુર હોજો, શ્રી ભરતચક્રવર્તીની રૂદ્ધિ હોજો, શ્રી બાહુબલીનું બલ હોજો, શ્રી અભયકુમારની બુદ્ધિ હોજો, શ્રી ક્યવન્ના શેઠનું સૌભાગ્ય હોજો, શ્રી ધન્નાશાલીભદ્રની શંપતિ હોજો આટલુ લખ્યા પછી નવી સાલ, મહીનો, દીવસ, વાર વગેરે લખી પુર્ણ કરવું.

આટલું કર્યા બાદ તેની નિચે. પાછળ બતાવ્યા પ્રમાણે એકથી નવ સુધી ' શ્રી , ઓ ડેરીના આકારે ચોપડામાં કરવી.



શ્રી
શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

જો કદાપી ચોપડો સાંકડો હોય તો સાત કે પાંચ 'શ્રી' કરવી ત્યાર પછી તેની નીચે કુંકુમથી ( સાથીઓ ) કરવો. પછી તે સ્વસ્તિક ઉપર અખંડ નાગરવેલનું પાન મુકવું. અને તે પાન ઉપર સોપારી, એલચી, લવીંગ અને રૂપાનાણું મુકવું..પછી ચોપડાને ફરતી જલધારા દઈને વાસ્ક્ષેપ, અક્ષત અને પુષ્પની કુસુમાંજલી હાથમાં લઈ નીચેનો શ્લોક બોલી ચોપડા ઉપર તે કુસુમાંજલી ક્ષેપવી એટલે મુકવી

**मंगलं भगवान् वीरो । मंगलं गौतमः प्रभुः**

**मंगलं स्थूलिभद्राद्या । जैनो धर्मोऽस्तु मंगलम् ॥**

**શ્રી મંત્ર સ્તવન પ્રારંભઃ**

સ્વ:શ્રીય શ્રિમદર્હંત, સિદ્ધા સિદ્ધપુરીપદમ્;
આચાર્યા; પંચધાચાર, વાચકા વાચના વરામ્.

સાધવઃ સિદ્ધિસાહાય્યં, વિનન્વન્તુ વિવેકિનાં;
મંગલનાચસર્વેષામાધં ભવતિ મંગલમ્.
અર્હમિત્યક્ષરં માયા–બીજં ચ પ્રણવાક્ષરં;
એનં નાનાસ્વરૂપં ચ ધ્યેયં ધ્યાયન્તિ યોગિન; ૩
હૃત્પદ્મષોડશદલ–સ્થાપિતં ષોડશાક્ષરં;
પરમેષ્ટિસ્તુતેવીંજં, ધ્યાયોક્ષરદં મુદા.
મંત્રાણામારિમં મંત્ર, તંત્રં વિઘ્નૌઘનિગ્રહે,
યે સ્મરંતિ સદૈવૈનં, તે ભવંતિ જીનપ્રભા; ૫

ત્યાર પછી નિચે લખેલો મંત્ર બોલતાં જવું અને દરેક દ્રવ્યથી શારદાપુજન કરતા જવું.

એવી રીતે મંત્ર બોલતા જવું અને જલં સમર્પયામિને બદલે જે દ્રવ્યની પુજા અનુક્રમે આવતી જાય તે દ્રવ્ય સમર્પયામિ એમ બોલતા જવું.

(૧) જલપુજા પછી (૨) ચંદન (૩) પુષ્પ (૪) ધુપ (૫) દીપ (૬) અક્ષત (૭) નૈવેદ્ય (૮) ફલ એમ આઠ દ્રવ્યથી પુજા કર્યા પછી બે હાથ જોડી નિચેનું સ્તોત્ર બોલવું.

શ્રી શારદાસ્તવન પ્રારંભ.

વાગ્દેવતે ભક્તિમતાં સ્વશક્તિકલાપવિત્રાં સિતવિગ્રહા મે;
બોધ વિશુદ્ધં ભવતી વિધત્તા કલાપવિત્રાસિતવિગ્રહા મે. ૧
અંકપ્રવીણા કલહંસપત્રા કૃતસ્મરેણાં નમતાં નિહંતુ;
અંકપ્રવીણા કલહંસપત્રા સરસ્વતી શશ્વદપોહતાહ. ૨
બ્રાહ્મી વિજેષીષ્ટ વિનિદ્રકુંદપ્રભાવદાતા ધનગર્જિતસ્ય;

સ્વરેણુ જૈત્રી ઋતુનાં સ્વકીયપ્રણવદાતા ઘનઅર્જિતસ્ય. ૩
મુક્તાક્ષમાલા લસદૌષધીશાડશશૃવલા ભાતિ કરે ત્વદીયે;
મુક્તાક્ષમાલા લસદ્દોષધીશા વાં પ્રેક્ષ્ય ભજે મુનયોડર્ષિહર્ષ ૪
જ્ઞાનં પ્રદાતુ પ્રવણા મમાતિશયાલુનાના ભવપાતકાનિ,
ત્વં નેમુષાં ભારતિ પુંડરીકશયાલુનત્ના ભવપાતકાનિ. ૫
પ્રૌઢપ્રભાવા સવપુસ્તકેન ધ્યાતાસિ યોનંવિ વિરાજીહસ્તા;
પ્રૌઢપ્રભાવા સમપુસ્તકેન વિદ્યાસુધા પુરમદુરદુઃખા. ૬
તુભ્યં પ્રણામ ક્રિયતે મયેન મરાલવેન પ્રમદેન ગાત;
અતિપ્રતાપા ભુવિ તસ્ય નમ્રમરાલયેન પ્રમદેન વાત. ૭
રૂચ્યારવિંદભ્રમદં કરેતિ વેલં યદિયોડર્યતિ તેંડહિયુગ્મં;
રૂશ્શારમિંદભ્રમદં કરોતિસ સ્વસ્ય ગોષ્ટી વિદુષાં પ્રવિશ્ય. ૮
પાદપ્રસાદાત્તવ રૂપસપત્ લેખાભિરામોદિતમાનવેશ;
અવેન્નરઃ સુક્તિભિરંબ ચિત્રોલ્લેખાભિરામોદિતમાનવેશ. ૯
સિતાંશુકાંતે નયનાભિરામાં મુર્ત્તિ સમારાધ્ય ભવેન મનુષ્ય;
સિતાંશુકાંતે નયનાભિરામાંધકાર સુર્યં ક્ષિતપાવતંસ. ૧૦
યેન સ્થિતં ત્વામમુ સર્વ તીર્થ્યૈ; સભાજિતામાનતમસ્તકેન;
દુવા દિનાં નિર્દલિત નરેંદ્ર-સભાજિતામાનતમસ્તકેન. ૧૧

સર્વજ્ઞવક્ત્રરતામરસાંકલીના,
માલીંધતી પ્રણુમંથરયા દશૈવ;
સર્વજ્ઞવક્ત્રરતામસમંકલીના;
પ્રાણીતુ વિશ્રુતયશા શ્રતદેવતા ન. ૧૨
કૃપ્તસ્તુતિનિબિડભક્તિજડપૃકતે,
ગુર્કૈગિરામિતિત્રિરામધિદેવતા સા;

આલોડનુકંપ્ય ઈતિશેપયતુ પ્રસાદસ્મેરાં,
દશં મયિ જિનપ્રભસુરિવર્ણ્યા. ૧૩

ત્યાર પછી આરાત્રિક ( આરતી ) ઉતારવી, અને પછી નીચે પ્રમાણે બોલી યથાશકિત દાન દેવું.

## દીવાળી પુજન.

અંગુઠે અમૃત વસે, લબ્ધી તણો ભંડાર;
તે ગુરૂ ગૌતમ સમરીએ, વંછીત ફળ દાતાર. ૧
પ્રભુ વચને ત્રીપદી લહી, સુત્ર રચે તેણીવાર;
ચઉદે પુર્વમાં રચે, લોકાલોક વીચાર. ૨
ભગવતી સુત્રે કર નમી, બંભી લીપી જયકાર;
લોક લોકોત્તર સુખ ભણી, ભાષા લીપી અઢાર. ૩
વીર પ્રભુ સુખીયા થયા, દીવાળી દીન સાર;
અંતર મહુરત તત્ક્ષણે, સુખીઓ સહુ સંસાર. ૪
કેવળજ્ઞાન લહે તદા, શ્રી ગૌતમ ગણધાર;
સુરનર હરખ ધરી પ્રભુ, કરે અભીષેક ઉદાર. ૫
સુરનર પરષદ આગળે, ભાષે શ્રીસુત જાણ;
નાણ થકી જગ જાણીએ, દ્રવ્યાદિક ચૌઠાણ. ૬
તે શ્રત જ્ઞાનને પુજીએ, દીપ ધુપ મનોહાર;
વીર આગમ અવીચળ રહો, વરસ એકવીસહજાર. ૭

સમાપ્ત.

# હમારે ત્યાંથી મળતાં પુસ્તકોનું લીસ્ટ.

| | |
|---|---|
| જૈન મહાભારત | ૪—૦—૦ |
| જૈન રામાયણ | ૫—૦—૦ |
| જૈન કાવ્ય સાર સંગ્રહ | ૫—૦—૦ |
| પાંડવ ચરિત્ર | ૩—૦—૦ |
| પાંડવ ચરિત્ર ( સચિત્ર ) | ૫—૦—૦ |
| ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૧ થી ૧૦ | ૯—૦—૦ |
| આચારાંગ સૂત્રનું ભાષાંતર મૂળ સાથે | ૩—૮—૦ |
| ધર્મ બીંદુ | ૨—૦—૦ |
| ગીરનાર મહાત્મય | ૧—૮—૦ |
| ભરતેશ્વર બાહુબલી વૃતિ ભાષાંતર | ૨—૮—૦ |
| વ્યાખ્યાન સંગ્રહ ( ચારિત્ર વિજયનું ) | ૧—૦—૦ |
| દેવ વંદન માલા | ૧—૪—૦ |
| મહાવીર સ્વામી ચરિત્ર | ૦—૮—૦ |
| નેમનાથ સ્વામીનું ચરિત્ર | ૦—૬—૦ |
| વિવિધ પુજાસંગ્રહ ભાગ ૧-૨-૩-૪ (વિધિ સહિત. | ૧—૮—૦ |
| પંચપ્રતિક્રમણસુત્ર(મૂલશાસ્ત્રીઅને ગુજરાતીઅર્થસાથે) | ૧—૪—૦ |
| સજ્ઝાય માલા ભાગ ૧-૨ ૩ દરેકનો | ૧—૧—૦ |
| હુંડીબુક (ખાં—૧૦૦) | ૧—૦—૦ |

(નામ ઠેકાણું.)

મહીજ. મોતીલાલ મગનલાલ.

ગુસા પારેખની પોળ—અમદાવાદ.